

# જ્યોતિષ વિજ્ઞાન.


કર્ત્તા.

ઇશ્વરભાઇ લલ્લુભાઇ દેસાઇ.



આવૃતી ૧ લી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૬૬. સને ૧૯૧૦.

“રાજસ્થાન છાપખાનું”—અમદાવાદ

૭ આના.

અર્પ[illegible]

ગુણાઃ પુજાસ્થાનં ગુણીષુ નચલીગં નચવયં.

# જ્યોતિષ વિજ્ઞાન.

કર્તા.

ઇશ્વરભાઇ લલ્લુભાઇ દેસાઇ.

પાલેથા રાજપીપળા, સ્ટેટ.

આવૃતી ૧ લી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૬૬. સને ૧૯૧૦.

"રાજસ્થાન છાપખાનું"—અમદાવાદ.

મુલ્ય ફકત ૭ આના.

# અર્પણ પત્રિકા.

---

શ્રીમાન પરમ હંસ, પરિવ્રાજકાચાર્ય, સર્વ ગુણ સં-પન્ન, અખંડાનંદી પરોપકારી, સમદર્શી, ગુરૂશ્રી અચ્યુતાનંદ, સરસ્વતી અદ્વૈત પ્રપન્નની શેવામાં.

આપના હૃદય સરોવરમાંથી જ્ઞાનામૃત રૂપી ઝરણુ વહ્યું, તે મારા શુષ્ક હૃદય સરોવરમાં ભરાયું. તેથી સુકાઇ જતા કમલબીજ અંકુરો પ્રફુલ્લિત થઇ મોટા થયા. તે ઉપર વિચાર (પુસ્તક) રૂપી કમલ પુષ્પ બન્યું તે આપને જ અર્પણ કરૂં છું. તો આશા છે કે આપ તેનો સ્વીકાર કરી મને કૃતાર્થ કરશો જી.

પાણેથા તા. ૧૫-૨-૧૦

હું છું.
આપનો નમ્ર શેવક.
ઇશ્વરભાઈ લલ્લુભાઇ
દેશાઇ.

# પ્રસ્તાવના.

ઘણા ગામોમાં જ્યોતિષ વિદ્યા જાણનાર લોકો હોતા નથી તેથી ત્યાંના લોકોને જ્યોતિષ સંબંધી કોઈ બાબત પુછવી હોય છે તો ઘણે છેટે જઇને પુછી આવે છે. તેમાં વખતનો વ્યય ઘણો થાય છે. જ્યોતિષના ગ્રંથ ઘણા છે. પણ તે બધા મૂળ સંસ્કૃતને હિંદુસ્તાની ભાષામાં છે તેથી સાધારણ લોકો સમજી શકતા નથી. તેમજ કીંમત ઘણી પડે છે તેથી ખરીદી શકતા નથી. એ કારણોથી સામાન્ય બાબતોનો સમાવેશ કરી સાદી ભાષામાં આ પુસ્તક બનાવ્યું છે. એમાં યાદ રાખવું સહેલું પડે તે કારણોથી કવિતામાં લખ્યું છે. જરાક કઠિન ભાગ હોય તે સાધારણ લોકોના સમજવા માટે નીચે અર્થ ખુલાસા, ઉદાહરણને ટીકા કરી છે, તેથી પિષ્ટપેશણ જેવું ઘણાક માનશે, પણ સાધારણ લોકોના સમજવા માટે સ્પષ્ટીકરણ કરવું પડ્યું છે.

આ પુસ્તકના બે ભાગ પાડેલા છે તેમાં પહેલા ભાગમાં ૭ પ્રકરણ છે. પહેલા પ્રકરણમાં નક્ષત્ર, રાશિ, તથા નામ પાડવાની વિધિ છે. બીજામાં બહાર ગામ જતી વખતે જોવાના યોગ, કરણ, ચોઘડીયાં સુકન, કાળ, યોગણી, વારસુલ તથા ચંદ્ર જોવાની સમજ છે. તેમજ પંચક વગેરે ઘણી બાબતોનો સમાવેશ છે.

ત્રીજામાં માણસની દિનદશા જોવાનું તથા તેનું ફળ, દરેક ગૃહના ફળ તથા પનોતી વિષે વિચાર તથા કાલચંદ્ર વગેરે. છે.

ચોથામાં વરકન્યાના વિવાહમાં જોવાની બાબતો. જનોઈ શ્રીમંત, ઘર, વાસ્તું, વગેરે દરેક બાબતનાં મૂહુર્ત છે.

પાંચમામાં મેઘનાં નામ, મહાન નક્ષત્રની વાહનની સમજ તેમજ સંયોગ, બ્રહસ્પતિનું ફળ તથા સંક્રાંતિ ઉપરથી વર્ષાદનું ફળ રોહિણી ચક્ર વગેરે છે.

છઠ્ઠામાં મૂરતીઓની સમજ, અધિક માસની સમજ માણુસ માંદુ થાય તે કયારે મટશે તે નક્ષત્ર ઉપરથી જોવાનું, વરસનો રાજા વીગેરે જોવાનું, સંવત્સરનાંનામ તથા કાલ હોરા વગેરે. છે.

બીજા ભાગના પહેલા પ્રકરણમાં દિવસ તથા રાતનો વખત જાણવાનું તથા કયે વખતે કયું લગ્ન છે તે જોવાનું, તથા જન્માક્ષર કરવાની રીત તથા જન્મ પત્રીમાં આવતી મુખ્ય બાબતો, અષ્ટોત્તરી તથા વિશોત્તરી દશામાં ગ્રહનાં વર્ષ, જન્મ વખતે નક્ષપરથી શાની મહાદશા બેશે છે, અંતરદશા વગેરે કાઢવાનું, ગ્રહોની દ્રષ્ટિ વગેરે છે. બીજામાં કુંડલી ઉપરથી ઉપર માસ વિગેરે જાણવાનું, કુંડલીના બાર ભુવનના નામ, કુંડલીના નામ, કુંડલીમાંના ગ્રહ ઉપરથી આયુષ્ય, દુખ, સુખ, વિદ્યા ઓ, પુત્ર, ભાઇ, આબરૂ, ને રાજ યોગ વગેરે જોવાનું, કુંડલીના બાર ભુવનમાં ગ્રહ પાડેલા હોય તે દરેક સ્થાનનું સામાન્ય વર્ણન તેમજ સ્ત્રીની કુંડલીનું સામાન્ય વર્ણન છે.

કેટલાંક અનિવાર્ય કારણોથી છાપેલાં પ્રફ તપાસવાનું કામ પ્રેમ-

ના માલીકને સોંપવાથી કોઇકોઇ ઠેકાણે જોડણી, વિરામચિન્હ, ભાષા, છંદ, અક્ષર ઉપડવા. શબ્દ છુટા લખવા વગેરેમાં કંઇકંઇ ભૂલો થઇ ગઇ છે તે મારી ભૂલો નથી. પુસ્તક છપાયા પછી શુદ્ધિપત્રમાં જેટલો સુધારો બતાવી શકાય તેટલો બતાવ્યો છે; પણ કેટલાક દોષ શુદ્ધિપત્રથી બતાવી શકાયા નથી, માટે વાચક વર્ગને અગવડ પડે તે માટે ક્ષમા આપશોજી.

મહાશુદી ૫ વસંત પંચમી.

સેવક.
ઇશ્વરભાઇ લલ્લુભાઇ દેશાઇ.

શ્રી ગણેશાય નમઃ ।।

# જ્યોતિષ વિજ્ઞાન.

## ભાગ ૧ લો.

## પ્રકરણ ૧ લું.

### મંગલાચરણ.

### ત્રિભંગી છંદ.

અગ્રપુજનતારૂં, સુખદેનારૂં; કષ્ટહરનારૂં, સુંઢાળા; *
ચરણુશિરનામી, બુદ્ધિપામી, દુર્મતિવામી, અજવાળા; ૧
યુગ્મહાથોજોડી, નમુંહાંશેદોડી, ગર્વજછોડી, ત્રીદેવા; ૨
તાપત્રણેહરતા, પાપનધરતા, સુખજકરતા, ભૂદેવા;
નંદનાહેબાળ, દીનેદયાળ, મમસાસુંભાળ, હું શુરૂં;
દયૅતજમાગું, પાયેલાગું, જ્ઞાનેજાગું, મમગુરૂ;
જીવ્યાપનારા, પિતાપ્યારા, મારાસારા, શાંય કરો;
નમુજમતિસાર, જ્યોતિષસાર,૩ ગ્રંથવિચાર, પૂર્ણકરો.

---

* ગણુપતિ. ૧ સરસ્વતિ. ૨ બ્રહ્મા, વિષ્ણુ ને મહાદેવ.
૩ જ્યોતિષમાંની લોકોપયોગી સામાન્યબાબતનો સાર.

## નક્ષત્રના નામ. *

૧ અશ્વની.
૨ ભરણી.
૩ કૃતિકા.
૪ રોહિણી.
૫ મૃગશર.
૬ આરૂદ્રા.
૭ પુનર્વસુ.
૮ પુષ.
૯ અશ્લેષા.
૧૦ મઘા.
૧૧ પૂર્વાફાલ્ગુન.
૧૨ ઉતરાફાલ્ગુન.
૧૩ હસ્ત.
૧૪ ચિત્રા.
૧૫ સ્વાતિ.
૧૬ વિશાખા.
૧૭ અનુરાધા.
૧૮ જ્યેષ્ઠા.
૧૯ મૂળ.
૨૦ પૂર્વાષાઢા.
૨૧ ઉત્તરાષાઢા.
૨૨ શ્રવણ.
૨૩ ધનિષ્ઠા.
૨૪ શતતારા.
૨૫ પૂર્વાભાદ્રપદ.
૨૬ ઉતરાભાદ્રપદ.
૨૭ રેવતી.

### દોહરા.

અશ્વનીને ભરણી વળી, કૃતિકાને રોહિણીજ;
મૃગશર આરૂદ્રા પછી, પુનર્વસુને ગણીજ,
પુષને અશ્લેષાય છે, મઘા પૂર્વ ફાલ્ગુન;
ઉતરા ફાલ્ગુન હસ્તને, ચિત્રા સ્વાતિની ધુન.
વિશાખા છે સોળમું. અનુરાધા જેષ્ઠાય;
મૂળ પૂર્વાષાઢા અને, ઉતરાષાઢા થાય
શ્રવણ ધનિષ્ઠાની પછી, શતતારા કર યાદ;
પૂર્વાભાદ્રપદ અને, ઉતરાભાદ્રપાદ.

---

* સૂર્યને ચંદ્ર જે તારાઓમાં હમેશાં ગતિ કરે છે, તે તારાઓના પટાને રાશિ ચક્ર કહે છે. એ રાશિ ચક્રના સત્તાવીશ ભાગ કરેલા છે, તે દરેક ભાગને નક્ષત્ર કહે છે. દરેક નક્ષત્રમા ચંદ્ર એક દિવસ રહે છે. બીજે દિવસે બીજા નક્ષત્રમાં જાય છે.

રેવતી એનો છેલ્લું છે, સત્તાવીશ * ગણાય;
યાદ કરો સૈ હોંશથી, ઉપયોગી છે ભાય.

### રાશિઓનાં નામ. ૧

| | | |
|---|---|---|
| ૧ મેષ. ૨ | ૫ સિંહ | ૯ ધન. |
| ૨ વૃષભ. | ૬ કન્યા. | ૧૦ મકર. |
| ૩ મિથુન. | ૭ તુલા. | ૧૧ કુંભ. |
| ૪ કર્ક. | ૮ વૃશ્ચિક. | ૧૨ મીન. |

### દોહરો.

મેષ વૃષભ મિથુનને, કર્ક સિંહ કન્યાય;
તુલા વૃશ્ચિક ધનને મકર કુંભ મીન થાય.

### કઇ કઈ રાશિમાં કયાં કયાં નક્ષત્ર આવે છે તે વિષે.

### દોહરો.

સત્તાવીશ નક્ષત્ર વળી, રાશિ છે લહોબાર;
તેથી દર રાશિ વિષે, નક્ષત્ર આપ વિચાર. ૩

### ચોપાઇ.

અશ્વની ભરણી કૃતિકાપાય, મેષ તણું તો એન્ટ લખાય:
વૃષભ વિષે કૃતિકા ત્રિપાણ, રોહિણી મૃગશર અર્ધ પ્રમાણ.

---

* અઠ્ઠાવીસમુ નક્ષત્ર અભીજીત છે તે ઉતરાષાઢાના ચોથા ભાગમાંથી ગણવામાં આવે છે. પણ તે હમેશાં ગણવામાં આવતુ નથી; તેથી મુખ્ય નક્ષત્રમાં લેતા નથી.

૧ રાશિ ચક્રના બાર ભાગ પાડેલા છે તે દરેકને નક્ષત્ર કહે છે.

૨ દરેક રાશિઓના તારાઓ ભેગા જોવાથી જે આકાર દેખાય છે. તેવા રાશિનાં નામ પાડેલાં છે.

૩ દર રાશિમાં સવા બે નક્ષત્ર હોય છે.

મૃગશર અર્ધ આર્દ્રા પ્રમાણ, પુનર્વસુ ત્રિપા * મિથુન જાણ,
પુનર્વસુપા, પુષ આશ્લેષાય, કર્ક તણાંએ નક્ષત્રજ થાય.
મઘા ફાલ્ગુન ઉતરા ૧ પાય, સિંહ તણાં તો એજ લખાય;
ઉતરા ત્રિપાદ, હસ્ત ચિત્રાર્ધ, કન્યા રાશિ થઇ છે અર્ધ.
ચિત્રાર્ધે સ્વાતિ વિશાખા પાય, ત્રિલેવાથી તુલા થાય;
વિશાખાપા અનુરાધા જેષ્ઠ, વૃશ્ચિક તણાંતો એ છે ઠેઠ.
મૂળ પૂર્વાષાઢા ઉતરા ૨ પાય, ધન તણાં વળી એજ ગણાય,
ઉતરાત્રિપદ શ્રવણ ધનિષ્ઠ, અર્ધ છે વળી મકર બલીષ્ઠ.
ધનિષ્ટાર્ધ શત ત્રિભાદ્રપાદ, કુંભ રાશિ કરો ની યાદ;
પાભાદ્રપદ ઉત્તર ૩ રેવતી જાણ મીન તણાંતો એજ પ્રમાણ.

---

કોઇ પણ તીથિએ ચંદ્ર કઇ રાશિનો છે તે જાણવાની રીત.

**દોહરા.**

મેષ વૈશાખે અનુક્રમે, રવિને જાણોયાર;

---

* પા, પાય પાદ આવે ત્યાં ચોથા ભાગ જાણવો. જેકે ત્રિ ત્રણ હોયતો પોણો ભાગ જાણવો. ૧ ઉતરા ફાલ્ગુન ૨ ઉતરાષાઢ ૩ ઉતરા ભાદ્રપદ.

૪ વૈશાખ મહિનામાં મેષ રાશિનો સૂર્ય ઘણું ખરૂં હોય છે.૫ જેઠમાં વૃષભ રાશિનો હોય છે એ પ્રમાણે અનુક્રમે વૈશાખાથી જે ટલામો માસ હોય તેટલામી રાશિનો સૂર્ય હોય છે.

આપણે ચાંદ્ર માસ ગણીએ છીએ તેથી કદાચ સૂર્યની રાશીમાં ફેર પડેતો સૂર્ય કઇ રાશિનો છે તે તપાસવું.

જે માસમાં સૂર્ય તે, ધરતું મનમાં યાર. ૪
સુદિ હોયતો પાછલી, વદમાં તે તું ધાર;
સુદ તીથિને દ્વિગુણી, પાંચજ પેસ વસાર.
પાંચવડે ભાગી કરી, ભાજ્ય તેમ નલાવ;
સૂર્યરાશિથી ચઢો, ભાજ્ય જેટલા જાય,
શેષ હોયતો આગલી, અરશેષે તે જાણ;
તે રાશિનો ચંદ્ર છે, શાસ્ત્ર તણું પ્રમાણ*
વદતીથિને દ્વિગુણી પાંત્રીશ કરોની સાથ;
ઉપર પ્રમાણે કૃતિકરો, ચંદ્ર રાશિ થાય હાથ,×
બાળકનું નામ પાડવા પરવરવા પરદેશ;
ચંદ્ર રાશિની જરૂર છે. એ જાણો ઉદ્દેશ.

---

*સંવત ૧૯૬૫ ના આશો શુદ ૧૨ને દિવસે ચંદ્ર કઇ રાશિનો છે! બારને બેએ ગુણ્યા તો ચોવીશ આવ્યા એમાં પાંચ ઉમેર્યા તો ઓગણત્રીશ થયા. એને પાંચે ભાગ્યા તો પાંચ ભાજ્યને ચાર-શેષ રહ્યા એ માસમાં સૂર્ય તુલા રાશિના છે એમાંથી એક ઘટાડી તો કન્યા રાશિ થઇ એમાં ભાજ્ય પાંચ તથા શેષની એક મળી છ રાશિ ઉમેરીએ તો કન્યારાશિથી ગણતાં છઠ્ઠી મીન રાશિ આવી માટે એ દિવસે મીન રાશીના ચંદ્ર છે. ×એ સાલમાં આશો વદ ૦)) ને દિવસે કઇ રાશિનો ચંદ્ર છે! પંદરને બે એ ગુણ્યા તો ત્રીશ આવ્યા, એમાં પાંત્રીશ ઉમેર્યા તો પાંસઠ થયા. એને પાંચે ભાગ્યા તો તેર આવ્યા માટે તુલા રાશિથી તેરમી રાશિનો ચંદ્ર છે. તે ગણતાં વૃશ્ચિકરાશિનો ચંદ્ર આવ્યો.

ચંદ્રની રાશિ ઉપરથી બાળકનાં નામ પડે છે. તે રાશિના અક્ષરો.

**દોહરા.**

અ, લ, ઈ. એતો મેષના બ, વ, ઉ, વરખ પ્રમાણ..
કા, છા, ઘા, મિથુન વળી, હા, ડ, કર્કના જાણ,
સિંહ તણાતો મ, ચ, છે, પાટણે કન્યા ધાર,
વળી તુલા તણા; ન, ય તે વૃશ્ચિક સાર.
ભ, ધ ને ફ ઢ તે ધનતણા, મકર તણા છે ખાજ
કુંભ તણા તો ગા શા છે, ક્ષ, દ, ચ, ઝ, થ, મીનનાજ૧

---

જે જે રાશિની અંદર જે જે અક્ષરો છે તે તે અક્ષરોને ગમે તે જાતના સ્વર જોડવાથી ગમે તેટલા અક્ષર થાય તેમાંના હર-કોઇ ઉપરથી નામ પાડી શકાય છે. જેમ કે વ વરખરાશિનો છે તે ઉપરથી વલ્લવ, વેરીભાઇ, વામન, વિઠ્ઠલ વગેરે. તેમજ ગ ઉપરથી ગલાબ, ગોપાળ ગીરધર ગુમાનસંગ વગેરે * મોટા જે અક્ષરો છે તેજ રાશિના અક્ષરો છે

૧બાળકનું નામ પાડવું હોય તો જે દિવસે બાળકનો જન્મ થયો હોય; તે દિવસે ચંદ્ર કઇ રાશિનો હતો તે જોઇને નક્કી કરવું. ચંદ્રની જે રાશિ હોય તે રાશિના ગમે તે અક્ષરમાંથી પોતાને પસંદ પડતું નામ પાડવું. જેમ કેઃ—સંવત ૧૯૬૫ ના આશો વદ ૭ ને દિવસે કોઇ બાળકનો જન્મ થયો હોય તો તેનું નામ કયું પાડવું? એ દિવસે ચંદ્ર કર્ક રાશિનો છે, માટે હ, ડ એ બે અક્ષરોમાંથી ગમે તે અક્ષર નામનો પહેલો અક્ષર થાય એવું નામ પાડવું જેમ કે હરીભાઇ, હરગોવન, હાથીભાઇ, ડાહ્યાભાઇ, હીરાભાઈ, વગેરે

# પ્રકરણ ૨ જું.

## સત્તાવીશ યોગનાં નામ.

| | | |
|---|---|---|
| ૧ વિષ્કુંભ | ૧૦ ગંડ | ૧૯ પરીઘ |
| ૨ પ્રીતિ | ૧૧ વરૂધી | ૨૦ શીવ |
| ૩ આયુષ્યમાન | ૧૨ ધરૂવ | ૨૧ સિદ્ધિ |
| ૪ સોભાગ્ય | ૧૩ વ્યાઘાત | ૨૨ સાધ્ય |
| ૫ શોભન | ૧૪ હરયણ | ૨૩ શુભ |
| ૬ અતીગંડ | ૧૫ વજ્ર | ૨૪ શુકલ |
| ૭ સુકર્મા | ૧૬ સિદ્ધિ | ૨૫ બ્રહ્મા |
| ૮ ધરૂતી | ૧૭ વ્યતિપાત | ૨૬ ઈંદ્ર |
| ૯ શૂળ | ૧૮ વરીયાન | ૨૭ વૈધૃત |

## શુભ કામમાં કયા કયા ને કેટલા યોગ તજવા તે વિષે.

### દોહરા..

વજ્ર વિષ્કુંભ ત્રણ ઘડી. સપ્ત ઘડી દ્વિગંડ:*
વ્યાઘાત તણીતો નવ ઘડી, શૂળ તણી ખટદંડ.
પરીઘ અર્ધ દીન તજ્જે, વ્યતિપાત વૈધૃત સર્વ;§
શુભ કામ પછી આદરો, વ્યક્તિ માનો સર્વ.

### કર્ણની સમજ.

બવ, બાળવ, કૌલવને, તૈતીલ, ગર, વણીજ;
વિષ્ટિ, શકુની, ચતુષ્ટપાદ્દિન, નાગ, કિસ્તુઘ્નગણીજ.

---

* ગંડ ને અતિગંડ § આખો દિવસ જ્યાં લગી હોય ત્યાં સુધી તજવા.

## શુદનાં કરણ.

| તીથિ | દિવસનાં કરણ | રાતનાં કરણ |
|---|---|---|
| ૧ | કિંસ્તુઘ્ન | બવ |
| ૨ | બાલવ | કોલવ |
| ૩ | તૈતીલ | ગરજ |
| ૪ | વણીજ | વિષ્ટિ |
| ૫ | બવ | બાલવ |
| ૬ | કોલવ | તૈતીલ |
| ૭ | ગર | વણીજ |
| ૮ | વિષ્ટિ | બવ |
| ૯ | બાલવ | કોલવ |
| ૧૦ | તૈતીલ | ગર |
| ૧૧ | વણીજ | વિષ્ટિ |
| ૧૨ | બવ | બાલવ |
| ૧૩ | કોલવ | તૈતીલ |
| ૧૪ | ગર | વણીજ |
| ૧૫ | વિષ્ટિ | બવ |

## વદનાં કરણ.

| તિથી | દિવસનાં કરણ | રાતનાં કરણ |
|---|---|---|
| ૧ | બાલવ | કોલવ |
| ૨ | તૈતીલ | ગર |
| ૩ | વણીજ | વિષ્ટિ |
| ૪ | બવ | બાલવ |
| ૫ | કો | તૈતીલ |
| ૬ | ગર | વણીજ |
| ૭ | વિષ્ટિ | બવ |
| ૮ | બાલવ | કોલવ |
| ૯ | તૈતીલ | ગર |
| ૧૦ | વણીજ | વિષ્ટિ |
| ૧૧ | બવ | બાલવ |
| ૧૨ | કોલવ | તૈતીલ |
| ૧૩ | ગર | વણીજ |
| ૧૪ | વિષ્ટિ | શકુની |
| ૩૦ | ચતુષ્પદ | નાગ |

## વિષ્ટિની તીથિઓ.

આઠમ પુનમ સુદની, વદ ચૌદશ ને સાત,

વેદ૪, રૂદ્ર વિષ્ટિ શુદ્દ છે, ગુણુ, દિશા દિનરાત×

## અમૃત સિદ્ધિ યોગ. ૧

રવિએ હસ્ત હોયને, મૃગસરે સોમવાર,

અશ્વનીએ મંગળ મળે, અનુરાધા બુધવાર.

પુષ્ય નક્ષત્રે ગુરૂ વળી, રેવતી હોય શુક્રર;

શનીએ રોહિણી હોય તો, અમૃતિ સિદ્ધિ યોગકર.

## યમઘંટ યોગ. ૨

મધાએ રવિ હોયને, વિશાખાએ સોમ;

આદ્રાએ મંગળ મળે, બુધે મૂળનું જોમ.

કૃતિકાએ ગુરૂ હોયને, રોહિણી ને શુક્ર;

હસ્તે જો શની હોય તો યમઘંટ યોગજ ધર.

# દિવસના ચોઘડીયાં.

## દોહરા.

ઉદ્દેગ, ચળને લાભ છે, અમૃત કાળને શુભ;
રોગજ એતો સાત છે, નામે શુભાશુભ.
સૂર્યોદયે જે હોય તે, સૂર્યાસ્તે નિરધાર;

---

× પહેલી લીટીમાં દિવસની વિષ્ટિ છે, ને બીજી લીટીમાં રાતની વિષ્ટિ છે, અને કેટલાક ભદ્રા કહે છે, એ શુભ કામમાં લેવી નહિ; તેમાં વિશેષે લગ્ન વખતે ન હોવી જોઇએ.

૧ કહેલા વારને દિવસે કહેલું નક્ષત્ર આવે તો અમૃતસિદ્ધિ યોગ થાય છે તે સર્વ કામમાં શુભ છે.

૨ એ યોગમાં શુભ કામ કરવું નહિ.

એમ દિવસના આઠ છે, વખત પ્રમાણે ચાર.
સૂર્યોદયે રવિદિને ઉદ્વેગ; હોય સુજાણ;
ઉપર પ્રમાણે અનુક્રમે. વખત પ્રમાણે જાણ.
સોમે અમૃત સૂર્યોદયે, મંગળે હોય રોગ,
બુધે લાભ હોયે વળી, ગુરૂએ શુભ જોગ.
શુક્રે ચળ સૂર્યોદયે, શનીએ કાળજ જાણ,
સૂર્યોદયે એમ હોય ને. પછી ક્રમે પીછાન*

## રાતનાં ચોઘડીયાં.

શુભ અમૃતને ચળવળી રોગ કાળનેધાર,
લાભ ઉદ્વેગ સાત છે. અનુક્રમે તું ધાર +
રવિરાત્રીએ શુભ પ્રથમ સોમે ચળજ જણાય,
કાળ તે મંગળે મળે. ઉદ્વેગ બુધ ગણાય.
ગુરૂએ અમૃતવળી, રોગ શુક્ર છે રાત,
શનિએ તો લાભ છે, નિશ બેઠે સાક્ષાત.
પ્રથમ જે છેલ્લું એક છે જે દિને જે જણાય,
ચોઘડીયાં તે રાતનાં, ગણો ક્રમે હે ભાય.

*ઉપર બતાવ્યા પ્રમાણે તે વારે સૂર્યોદયે તે ચોઘડીયું હોય છે. પછીથી અનુક્રમે દોઢ કલાકે દરેક ચોઘડીયું બદલાય છે. બુધવારે બે વાગે કયું ચોઘડીયું હશે ? સૂર્યોદયે બુધવારે લાભ હોય છે ત્યાંથી અનુક્રમે લાભ અમૃત, કાળ વગેરે દર ચોઘડીયું દોઢ કલાકનું ગણતાં ઉદ્વેગ આવે છે. +રાતના વખતનું ચોઘડીયું કાઢવું હોય તો રાતના અનુક્રમ પ્રમાણે ચોઘડીયાં ગણવાં.

દોઢ કલાક રહે વળી, દર ચોઘડીયું ધાર;
સવારે છ થી દિનનાં, રાતનાં છ થી ધાર.
અમૃત, ચળ શુભ, લાભનો, સારાં એજ ગણાય
ઉદ્વેગ કાળ ને રોગ તો ખોટાં છે વળી ભાય.
શુભ ચેઘડીયું જોઇને, શુભ કામ કરો ભાય;
પરદેશો ગમન જો કરો સુખી રહો સદાય.

## પંચકની સમજ.

### દોહરા.

ધનિષ્ઠા શતતારા અને, પૂર્વાજ ભાદ્રપાદ;
ઉતર ભાદ્રપદ રેવતી, પંચક કરોની યાદ.
તૃણ કાષ્ટ ન સંગ્રહો, કરો નહિજ પલંગ;
પ્રેતદાહ ક્રિયાથી કરો, દોષ હોય કુસંગ.
અશુભ કામ નહિ આદરો, ન કરો ઘરનું ખાત;
દક્ષિણ દિશા ન પરવરો, પંચકમાં સાક્ષાત.

## મત્યુ યોગ.

### દોહરા.૧

ભૂ,[1] રસ,[6] રુદ્ર[11] તીથિએ રવિ મંગળ તે હોય,
દર[2] દ્વીપ[7] અને બારસે, સોમ શુક્ર જો હોય.
ગુણ[3], વસુ ને તેરસે, બુધવારજ જણાય;
તત્ત્વ[5], દિશ[10], પુનમ અને, અમાંસે શની થાય.

---

૧ કવિતાની સંજ્ઞાઓ છે. તે ઓળખવા દરેક ઠેકાણે ઉપર અંક મૂકયા છે.

વેદ૪, નવ, ચૌદશે વળી, ગુરૂવાર દેખાય,
મૃત્યુ યોગ તે થાય છે, શુભ કામ નવ થાય.

---

### કર્કચ યોગ.

વાર તીથિ ભેળાં કરો, અંક તેર જો થાય;+
કર્કચ યોગ તે થાય છે, શુભ કામ નવ થાય.

### વત્સ યોગ.

ભાદરવાથી ત્રણુ ત્રણુજ, અનુક્રમે ગણો માસ;
પૂર્વ દક્ષિણુ અનુક્રમે, દિશા ગણોની ખાસ.
દિશાના ત્રણુ માસ તો, વત્સ યોગ તે થાય×
પરદેશ, વિવાદે જવું, યુદ્ધ સામગ્રી થાય.
ગૃહદ્વાર તે મૂકવું, રાજા શું મેળાપ;
ડાબો પાછળ દેખીને, સહાજ જાઓ આપ.

---

### સંવર્તાખ્ય યોગ.

સાતમ રવિવારને, બુધ પડવે દેખાય;
સંવર્તાખ્ય યોગ થાય છે, શુભ કામ નવ થાય.

---

+ વારની ગણુત્રી રવિવારથી થાય છે. દાખલા તરીકે ગુરૂવાર ને આઠમ હોય તો કર્કચ યોગ થાય છે. ગુરૂવાર રવિથી ગણુતાં પાંચમો વાર છે તે પાંચને આઠ ભેગા કર્યા એટલે તેર થયા.

× ભાદરવો, આશો ને કારતક પૂર્વ વત્સયોગ, માગશર, પોષ ને માઘે દક્ષિણે, ફાગણુ, ચૈત્ર ને વૈશાખે પશ્ચિમે ને જેઠ, અષાઢને શ્રાવણુ માસમાં ઉત્તર દિશાએ વત્સયોગ હોય છે.

## સિદ્ધિ યોગ.

શુક્રે નંદા૧ તીથિ અને, બુધે ભદ્રા હોય;
શનીવારે રિકતા મળે, જ્યાં મંગળે જોય,
ગુરૂએ પૂર્ણા જો મળે, સિધ્ધિ યોગ તે થાય;
શુભ કામ સિધ્ધિ થાય છે, સઘ જાણોની ભાય.

## યોગાવળી.

નક્ષત્ર ધરવાં અનુક્રમે, અઠ્ઠાવીશજ પાર;
યોગ તો ગણો અનુક્રમે, કોઠામાં નિરધાર.
રવિએર નક્ષત્ર અંકતો, તેટલામો છે યોગ;
નામ પ્રમાણે ગુણ છે, ધરજો મનમાં જોગ.
સોમે મૃગશરથી ગણો, મંગળ અશ્લેષાય;
બુધે હસ્ત થકી ગણો, ગુરૂ અનુરાધાય.
શુક્ર ઉતરાષાઢા થકી, શની શતતારાય;
વાર પ્રમાણે નક્ષત્રથી ગણો અઠ્ઠાવીશ ભાય.

---

ક્ષત્ર તે દિવસે આવે તેટલામો યોગ છે એમ જાણવું. આ એક જાતના યોગ છે.

૧ ૧, ૬, ૧૧ એ નંદા તીથિઓ છે. ૨ ૭, ૧૨ એ ભદ્રા તીથિઓ છે. ૩, ૮, ૧૩ એ જયા તીથિઓ છે. ૪, ૯, ૧૪ એ રિકતા તીથિઓ છે. ૫, ૧૦, ૧૫ એ પૂર્ણા તીથિઓ છે. એ નામોથી તીથિઓ ઓળખાય છે.

૨ રવિવારે અશ્વની નક્ષત્રથી ગણવું, તે દિવસે જેટલામું નક્ષત્ર આવે તેટલામો યોગ છે. એ કોઠા ઉપરથી જાણવું એ પ્રમાણે સોમે મૃગસર મંગળે અશ્લેષા, બુધે હસ્ત, ગુરૂએ અનુરાધા, શુક્રે ઉતરાષાઢ, અને શનીવારે શતતારાથી ગણવું. ગણતાં જેટલામું ન-

નક્ષત્ર હોય વારે વળી, આધ થકી જે થાય;
યોગ તે અંકે હોય છે, સંશય નહિ જણાય.

### યોગાવળી કોષ્ટક. ૨

| અનુક્રમ. | યોગનાં નામ. | રવિ | સોમ. | મંગળ | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | આનંદ. | અ | મૃ. | અશ્લે[1] | હ. | અનુ. | ઉ.ષા. | શ. |
| ૨ | કાલદંડ. | ભ. | આ. | મ. | ચિ. | જે. | અ. | પૂ. ભા. |
| ૩ | ધુમ્ર | કૃ. | પુ. | પૂ.ફા | સ્વા. | મૂ. | શ્ર. | ઉ. ભા. |
| ૪ | પ્રજા. | રો. | પુ. | ઉ.ફા. | વિ. | પૂ.ષા. | ધ. | રે. |
| ૫ | સૌમ્ય | મૃ. | આ. | હ. | અ | ઉ.ષા. | સ. | અ. |
| ૬ | ધ્વાંક્ષ | આ. | મ. | ચિ. | જે. | અ | પૂ.ભા. | ભ. |
| ૭ | કેતુ. | પુ. | પૂ.ફા. | સ્વા. | મૂળ. | શ્ર. | ઉ.ભા. | કૃ. |
| ૮ | શ્રીવત્સ. | પુ. | ઉ.ફા | વિ | પૂ.ષા. | ધ. | રે. | રો. |
| ૯ | વજ્ર. | આ. | હ. | અ | ઉ.ષા. | શ. | અ. | મૃ. |
| ૧૦ | મુદ્ગર. | મ. | ચિ | જે. | અ | પૂ.ભા | ભ. | આ |
| ૧૧ | છત્ર | પૂ.ફા. | સ્વા. | મૂ. | શ્ર. | ઉ.ભા. | કૃ. | પુ. |
| ૧૨ | મિત્ર | ઉ.ફા. | વિ. | પૂ.ષા | ધ. | રે. | રો. | . |
| ૧૩ | માનસ | હ | અ | ઉ.ષા. | શ. | અ. | મૃ. | આ. |
| ૧૪ | પદ્મ | ચિ. | જે. | અ. | પૂ.ભા. | ભ. | આ. | મ |
| ૧૫ | લંબક | સ્વા | મૂ. | શ્ર | ઉ.ભા. | કૃ | પુ. | પૂ. ફા |
| ૧૬ | ઉત્પાત | વિ | પૂ.ષા. | ધ. | રે. | રો. | પુ. | ઉ. ફા |
| ૧૭ | મૃત્યુ | અ | ઉ.ષા | શ. | અ. | મૃ. | આ | હ. |
| ૧૮ | કાણ | જે. | અ | પૂ.ભા. | ભ. | આ. | મ | ચિ. |

૧ નક્ષત્ર ટુંકામાં લખેલાં છે.

| અનુક્રમ | યોગનાં નામ. | રવિ. | સોમ. | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯ | સિદ્ધિ | મૂ. | શ્રી. | ઉ.ભા | કૃ. | પુ. | પૂ.ફા. | સ્વા. |
| ૨૦ | શુભ | પૂ.ષા. | ધ. | રે. | રો. | પુ. | ઉ.ફા. | વિ. |
| ૨૧ | અમૃત | ઉ.ષા. | શ. | અ. | મૃ. | આ. | હ. | અ. |
| ૨૨ | મૂશળ | અ. | પૂ.ભા. | ભ. | આ. | મ. | ચિ. | જે. |
| ૨૩ | મર | શ્ર. | ઉ.ભા. | કૃ. | પુ | પૂ.ફા | સ્વા. | મૂ. |
| ૨૪ | માતંગ | ધ. | રે. | રો. | પુ. | ઉ.ફા | વિ. | પૂ.ષા. |
| ૨૫ | રાક્ષસ | શ. | અ. | મૃ. | આ. | હ. | અ. | ઉ.ષા. |
| ૨૬ | ચર | પૂ.ભા. | ભ. | આ. | મ | ચિ. | જે. | અ. |
| ૨૭ | સુસ્થીર | ઉ.ભા. | કૃ. | પુ. | પૂ.ફા. | સ્વા. | મૂ. | શ્ર. |
| ૨૮ | પ્રવરત્ર-માન. | રે. | રો. | પુ. | ઉ.ફા. | વિ. | પૂ.ષા. | ધ. |

## નક્ષત્ર શુળયોગ.

### ચોપાઇ.

* પૂર્વ રોહણી દક્ષિણ ચિત્રાય, શ્રવણે પશ્ચિમ દિશા જાય;
હસ્તે ઉત્તર દિશામાં જાય, નકી કાંઇ નુકશાનજ થાય.

### વારશુલ. ૧

### દોહરા.

શુક્ર પૂર્વે, છે સોમ શની, દક્ષિણે ગુરૂ બુધ;

---

* કહેલાં નક્ષત્રમાં કહેલી દિશાએ જવું નહિ, જવાથી હાની થાય છે.

૧ દિક્શુલ પણ કહે છે.

પશ્ચિમે રવિ શુક્ર છે, ઉત્તરે મંગળ બુધ.
પરગામે નહિ પરવરો, હોય જો વાર સુલ
દુઃખ અનેક તે થાય છે, જતાં કરીએ ભૂલ.

---

## કયે વારે કાળ કઈ દિશામાં રહે છે.

### દોહરો.

ઉત્તર વાવ્ય અનુક્રમે, રવિ સોમ પ્રમાણ;
કાળ તે દિશાએ રહે, નહિ હોયે ઇશાન.*

---

## કઇ તીથિએ યોગણી કઈ દિશામાં રહે છે.

પુ. ઉ, અ, ન, દ, પ, વા, ઇ છે, દિશા સંક્ષિપ્ત ધાર;
પડવેથી ગણો અનુક્રમે, આઠમ સુધી વાર.
નેમથી પાછા ગણી લહો, ઇશાન અમાસ ધાર;
તે તીથિ મધ્યે તે દિશા, યોગણી તણો ભાર૧

---

*રવિવારે ઉત્તર દિશામાં, સોમવારે વાવ્ય ખુણામાં, મંગળવારે પશ્ચિમ દિશામાં, બુધવારે નૈરૂત્ય ખુણામાં, ગુરૂવારે દક્ષિણ. દિશામાં શુક્રવારે અગ્નિ ખુણામાં ને શનીવારે પુર્વ દિશામાં કાળ રહે છે. એ દિવસોએ એ દિશામાં જવું નહિ. ઇશાન ખુણામાં કાળ હોતો નથી.

૧પડવા ને નેમને દિવસે પૂર્વમાં, બીજને દશમને દિવસે ઉત્તરમાં, ત્રીજને અગીયારસે અગ્નિમાં, ચોથને બારસે નૈરૂત્ય ખુણામાં પાંચમ ને તેરસે દક્ષિણ દિશામાં, છઠને ચૌદશે પશ્ચિમમાં સાતમને પુનમે વાવ્ય ખુણામાં ને આઠમ ને અમાંસે ઇશાન ખુણામાં યોગણી રહે છે, માટે એ તીથિઓમાં એ દિશા તરફ જવું નહિ.

## પરગામ જતી વખતે સૂયનું ઘર કઇ દિશામાં છે તે વિષે.

### ચોપાઇ.

મળસ્કેથી તે બપોર ધરી, પૂર્વથી તે અનુક્રમ કરી;
યાત્રામાં દક્ષિણે સૂર્ય, પ્રવેશે પૂઠે સન્મુખ સૂર્ય.૧

### કુલીક યોગની ઘડી.

રવિથી ગણો વારને, નક્ષત્રથી બાદ ચાર;×
કુલીકયોગ તે થાય છે, શુભ કામ ન થનાર.

## પરગામ જવા સારૂ તીથીઓનો વિચાર.

### દોહરો.

*પડવો, બીજ, ત્રીજ શુભ છે, ચોથે ક્લેશજ થાય,
તરત,૫ શુભ રસ૬ દુઃખ છે, સપ્તમીએ સુખ થાય.
વસુએ૮ રોગ તો વધે નવમી મૃત્યુ જણાય,

---

૧ મળસ્કેથી બપોર સુધી સૂર્ય પૂર્વમાં રહે છે ત્યાર પછીના બપોર દક્ષિણમાં રહે છે, ત્યાર પછીના બેપોર પશ્ચિમમાં રહે છે ત્યાર પછીના બેપોર ઉત્તરમાં રહે છે. પરગામ જતી વખતે સૂર્ય જમણે હાથે હોય તો સારો. પરદેશથી આવી ઘરમાં પેસતાં સૂર્ય સામોને પૂઠળ હોય તો શુભ છે.

×રવિવારે અઠાવીશ ઘડી, સોમવારે ચોવીશ ઘડી, મંગળવારે વીશ ઘડી, બુધવારે સોળ ઘડી, ગુરૂવારે બાર ઘડી, શુક્રવારે આઠ ઘડી ને શનીવારે ચાર ઘડી સુધી કુલીકયોગ છે. એમાં શુભ કામ બા કરવું નહિ.

*શુદ પડવો. બીજી તીથિઓ સુદને વદની સમજવી;

દિશા[૧૦] રૂદ્ર[૧૧]તે શભ છે. આદિત્યે[૧૨] હાણ થાય.
સદા સિદ્ધિ છે તેરસે, ચૌદશે નવ જવાય;
અમાંસ પુનમે નવ જવું, પ્રસ્થાનુંજ નવ થાવ.

## શુભ નક્ષત્રો.

અશ્વની હસ્ત ને રેવતી, શ્રવણ મૃગ ને પુષ,
નક્ષત્રો એતો શુભ છે, વિશેષ છે વળી પુષ.

## પીંગળામાં કરવાના કામ.*

### દોહરા.

અશ્વ, રથ, ચક્ર અને, ગાડું, કુંભનો× સંગ,
વ્રત, વિવાને વાચ્ય તે, સીમંત ને સ્રીસંગ.
કુંપ, કુંડને કળશ વાન, પારણું અને દ્વાર,
ભૂષણ, પટાભિષેક ધરો, દવા કરજો સાર.
વેદી, શ્રુની, સ્નાનને, પ્રતિષ્ઠાને પ્રાશન,
ચૂડો, નર વાહન અને, ધર્મશાળામાં મન.

## ઇંડામાં કરવાનાં કામ.+

### દોહરા.

પરદેશે તે પરવરો. વ્યાપાર કરો નીસાર.

---

*નાકની જમણી સરામાં શ્વાસ ચાલતો હોય ત્યારે કરવાનાં કામ.

×હાથી.

+નાકની ડાબી સરામાં શ્વાસ ચાલતો હોય ત્યારે કરવાનાં કામ.

*નાકની જમણી સરાને પીંગળાને ડાબી સરાને ઇંડા કહે છે.

બાળ વાળ કર્ણ વેધને, વાસ્તુ દેવગી ધાર.
હળ સંગ્રામે પરવરો, મોભ ચઢાવો યાર,
તપ, તળાવ તે આદરો, ધંદામાં નિરધાર.

## સારા શુકન.

### દોહરા.

દુધ, દહીંજ, હય, શ્વાને, મણી મૃગ× ને મોર,
ફળ, પુસ્પ ને છત્ર મળે, ચમ્મર વાઘનો ઘોર૧
અનજળને વારાંગના, વિદ્યારથી કન્યાય;
સુત સાથે સુંદરી મળે, માટી કુંભ* ને ગાય.
સૌભાગ્યવંતીનારને, બ્રાહ્મણુ અધિક જણાય;
હાથીને ચાશજ વળી, નોળ શુકન ગણાય.
દારૂ બંદુક કટારને, તલવાર મોતી સાર;
માંસ માછલાં જો મળે, શુકન ધારો સાર.
પ્રગટ૨ વહ્નિ જો મળે, ધોબી ધોએલાં ચીર;
શુકન એતો શુભ છે, મન ધાર્યું થાય વીર.

## અપશુકન.

### દોહરા.

ચાર, ૩ ચ.મડું, તેલને, મીઠું, ગોળને છાશ;
સરપ, શત્રુને વ્યસની, વૈદ વિધવાજ ખાશ.

---

×હુરણ. ૧ત્રાગતું વાજું.
*માટીનો ઘડો. ૨ સળગતો અગ્નિ. (ધુમાડા સિવાયનો.) ૩ ઘાસ.

ત્યાગી, રોગી નીચને, લોટ છાકરાં ચાર;
વંધ્યા એતો અશુભ છે, છુટે કેશે નાર.
કુશકાને કાદવ મળે, લડતું હોય માણુસ;
ગોંસાઇને ફકીર મળે, વળી ગાંડો માણુસ.
તેલ દવા લગાવીને+ વ્યંઢળ૧ હલાલખોર,
ભીનાં વસ્ત્ર માંઝારને,૨ અપશુકનનું જોર.
શુકન જોઇને સંચરો, મનધાર્યું તે થાય,
વિધિ નિર્મળ થાય છે, બનતો કરો ઉપાય.

પર ગામ જતી વખતે ચંદ્ર કઇ દીશામાં છે તે જોવાની રીત.

દોહરા.

મેષ૩ સિંહને ધનમાં, ચંદ્ર ગ્રહ પૂર્વ જાણ;
વૃષભ કન્યા મકરમાં, દક્ષિણ દિશ પ્રમાણ,
મિથુન તુલા કુંભ વિષે, પશ્ચિમમાં પલાય,
કર્ક, વૃશ્ચિક મીન વિષે, ઉત્તરમાં જ જણાય.
સન્મુખે અર્થ લાભ છે, દક્ષિણે૪ સંપદ સુખ;
પુઠે હોયે જીવ હરે, વામે ધનનું દુઃખ.
કાળવાર શુલ યોગણી, સામા હોય સુજાણ;
દક્ષિણ સન્મુખ ચંદ્ર તો, દોષ હરે છે જાણ,

---

+તેલ અથવા દવા ચોપડેલી હોય એવો માણુસ. ૧હીજડો.
૨ બિલાડી
૩એ રાશિઓમાં ચંદ્ર આવે તે દિવસે. ૪જમણે હાથે.

કરણવાર ભદ્રા વળી, રવિ શની ગ્રહે ચંદ્ર.*
તે તણાતો દોષ હરે, સન્મુખે હોય ચંદ્ર.
સર્વ દોષ વિચારતાં, એક દિન મળે સાર.
સન્મુખે ચંદ્ર જોઇને, વિચારો સર્વ ધાર. ૧

## પ્રકરણ ૩ જું.

### માણસની દિન દશા ૨ કાઢવા માટે

દોહરો.

દિન દશા તે જાણવા, ગ્રહની નિરધાર;
વર્ણવું તેનું વર્ણન તે, ધારો નરને નાર.

* ચંદ્રને ગ્રહનાર રાહુ ને કેતુ.

૧--બધી જાતના દોષો જોતાં એકવાર ને કોઈ તીથિ દોષ વિનાની હોય નહિ માટે અગે ત્યાં જતાં ચંદ્ર સામો અથવા જમણા હાથે છે કે નહિ તે જોઇને જવું. સામો ચંદ્ર હોય તો સર્વ જાતના દોષ હરે છે.

૨ દર રાશિ વાળાઓને એક વરસમાં આઠે ગ્રહની દશા ભોગવવી પડે છે. તે ક્યારે અને કેટલી મુદત, કયા ગ્રહની દશા બેસશે અથવા ઉતરશે, અથવા આવશે તે જાણવાનું છે.

### *ચોપાઇ.

સૂર્ય વીશ ને ચંદ્ર પચાશ, અઠ્ઠાવીશ મંગળના ખાસ;
બુધ છપન ને ગુરૂ અઠાવન, સીતેર શુક્ર ધરની મન.
છત્રીશ શની તણા તું ગણ, બેતાળીશ રાહુના ભણ,
એ રીતે વર્ષમાં ગ્રહદિન, યાદ રાખો સૌએ નિશદિન.

### દોહરો.

જે રાશિનો સૂર્ય તે, રાશિ અર્ક દશાય; ૧
ત્યાંથી અનુક્રમે ગણો, જે દિ જાણવો ભાય.

### દરેક ગ્રહની દિનદિશાનું ફળ.

### દોહરા.

દુઃખ રોગ સંતાપને, ધન હરે આદિત્ય.
સુખ તે સર્વ વાતનું, સોમ વધારે વિત.

---

* નીચેના કોષ્ટક પ્રમાણે દરેક ગ્રહની દશા અનુક્રમે આવે છે.

| ગ્રહનાં નામ. | દિ. |
|---|---|
| સૂર્ય | ૨૦ |
| ચંદ્ર | ૫૦ |
| મંગળ | ૨૮ |
| બુધ | ૫૬ |
| શની | ૩૬ |
| ગુરૂ | ૫૮ |
| રાહુ | ૪૨ |
| શુક્ર | ૭૦ |
| કુલ | ૩૬૦ |

૧ જે દિવસે સુર્ય જે રાશિમાં જાય છે તે દિવસથી તે રાશિવાળાને સૂર્યની દશા દિન ૨૦ની બેસે છે પછી અનુક્રમે દર ગ્રહની દશા તેમના દિવસો પ્રમાણે બેસે છે. ઉદાઃ—સંવત ૧૯૬૫ના આશો વદ ૭ ને દિવસે વૃશ્ચિક રાશિવાળાને કયા ગ્રહની દિનદશા ચાલતી હશે?

રોગ કલેશ ઉત્પન્ન કરે, શત્રુ મોભા શુભ;
રિપુ નાશને જય વધે, ધન, બુદ્ધિ દે બુધ.

સંસાર સુખ સર્વતણું, ગુરૂ દે ઘણા લાભ;
રિદ્ધિ સિદ્ધિ નહિ કમી, શુક્ર દશા એ લાભ.

વ્યાધિ શોક કષ્ટિ વધે, શની છે મતિ મંદ;
વેર, દંડને કેદતો, રાહુ છે મૃત્યુ વંત.

કારતક વદ ૭ ને દિવસે વૃશ્ચિક રાશિના સૂર્ય થયેલા છે, માટે એ દિવસે વૃશ્ચિક રાશિવાળાને સૂર્યની દશા દિન ૨૦ બેઠી. તે દિવસો ગણતાં માગશર શુદ ૧૩ સૂર્યની દશા ઉતરીને ચંદ્રની દશા દિન ૫૦ ની બેઠી. ચંદ્રની દશા મહાશુદ ૨ ને દિવસે ઉતરીને મંગળની દશા દિન ૨૮ ની બેઠી, તે મંગળની દશા માહ વદ ૧૪ ને દિવસે ઉતરીને બુધની દશા દિન ૫૬ ની બેઠી, તે બુધની દશા ચૈત્ર વદ બારસે ઉતરીને શનીની દશા દિન ૩૬ ની બેઠી, તે જેઠ સુદ પાંચમે ઉતરીને ગુરૂની દશા દિન ૫૮ ની બેઠી. તે પહેલા શ્રાવણ શુદ સાતમે ઉતરીને રાહુની દશા દિન ૪૨ની બેઠી, તે બીજા શ્રાવણ વદ સાતમે ઉતરીને શુક્રની દશા દિન ૭૦ની બેઠી માટે હાલ એ રાશી વાળાને શુક્રની દશા ચાલે છે. એ પ્રમાણે મેષ રાશિવાળાને મેષના સૂર્ય થાય ત્યારે સૂર્યની દશા બેસે છે ત્યાંથી જે દિવસે દશા જાણવી હોય ત્યાં સુધી દર ગ્રહના દિવસો ગણવા. એટલે ચાલતી દિનદશા આવશે. એ પ્રમાણે દર રાશિવાળાઓની દિનદશા નીકળે છે.

## ગ્રહોનું શુભાશુભ ફળ.

### દોહરા.

* જન્મ વા નામ રાશિનો, કેટલામો ગ્રહ જોય;
શુભા શુભ ફળ વર્ણવું, સંશય ન કરો કોય.
૧ પોતાની રાશિ થકી, ગ્રહ રાશિનેજ ગણુ;
અંક જેટલા થાય તે, શુભા શુભ ફળ ભણુ.

### સૂર્યનું શુભા શુભ ફળ.

૩ ૬
૨ ત્રિ, ખટ, દશ અગીયાર તે રવિ ફળ પોષે સ
સુખ સંપત્તિ માનને, બુદ્ધિ દેવળી સાર,
૪
એક, દ્વિ વેદજ પાંચમો, સાત, આઠ નવ બાર,
રવિ રોગને શોક કરે, કુડુ કામ કરનાર.

### ચંદ્રનું શુભાશુભ ફળ.

૧૧
એક, બે, ત્રણ, સાતને, દશ અને વળી રૂદ્ર;
પ્રીતિ રૂડી બુદ્ધિને, સુખ આપે છે ચંદ્ર.

---

* જન્મ રાશિ પ્રમાણે નામ પાડયું હોય અથવા એમને એમ જે નામ પાડયું હોય તે બંનેને લાગુ પડે છે.

૧ જે રાશિવાળાની ગ્રહની દિશા જોવી હોય તે રાશિથી ગ્રહ જે રાશિમાં હોય ત્યાં સુધી ગણવું. પહેલે ને છેલ્લે બંને રાશિ ગણવી. ઉદા. સં ૧૯૬૫માં શની મીન રાશિનો છે તો મેષ રાશિવાળાને બારમો શની થયો, તેમજ સિંહ રાશિવાળાને આઠમો શનિ થયો એ પ્રમાણે દરેક રાશિવાળાનું દર ગ્રહ માટે ગણવું.

૨ સંજ્ઞા ઉપર સંજ્ઞાવાચક શબ્દ મૂકેલા છે.

ચાર, પાંચ છ આઠને, શશી નવને બાર;
દુઃખ, હાણુ, પરિતાપને, મતિ હીન કરનાર.

## મંગળનું શુભાશુભ ફળ.

### દોહરા.

ત્રણ, છ, અગીયારમો, મંગળ દે છે સુખ;
સજ્યમાન પ્રન્ન અને, સ્ત્રી તણું નહિ દુઃખ.
એક, બે, ચાર પાંચને, સાત, આઠ અને નવ;
દશ, રૂદ્ર[૧૧] રિપુ વ્યાધિ દે, કલેશ પીડાનો દવ.

## બુધનું શુભાશુભ ફળ.

બે, ચાર, છ, આઠ દશને, રૂદ્ર[૧૧] બુધ સુખદાય,
મન મગનમાં રહે સદા, પરિવાર દુઃખ ન થાય.
એક ત્રણ પાંચ સાતને, બુધ નવ અને બાર;
વિઘન દુઃખ જાગે ઘણું, સર્વ સુઃખ હરનાર.

## ગુરૂનું શુભાશુભ ફળ.

બે, પાંચ સાત નવ અને, રૂદ્ર[૧૧] ગુરૂ જો હોય;
ધન માનને જ્ઞાન વળી, તીર્થમાં દિલ હોય.
એક ત્રણ વેદ[૪] છોયને, આઠ દશને બાર.
પંડ પુત્રને કષ્ટજ કરે, મંદ મતિ કરનાર.

## શુક્રનું શુભાશુભ ફળ.

### દોહરા.

એક બે ત્રણજ ચારને, આઠ, નવ રૂદ્ર[૧૧] બાર;
લાભ થાય છે અનેકધા, મુક્ત કષ્ટ કરનાર.

પાંચ, છ, સાત દશતો, શુક્ર શોક ને રોગ;
ક્રોધ દરિદ્ર દશા અને, મિત્રાદ્યનો નહિ યોગ.

### શનીનું શુભાશુભ ફળ.

ત્રણ ખટજ અગીઆર તો, શની સુખજ દેનાર;
રાજ મિત્રમાં માન બહુ, કહ્યું થાય સૌ ઠાર.
એક, બે યુગ[૪] ને તત્વ છે, સાત, આઠ નવ દિશ,[૧]
શની બાર તો માન હરે, રોગ પીડાની રીસ.

### રાહુનું શુભાશુભ ફળ.

એક, ત્રણ, છ, નવ દશને, રુદ્ર[૧૧] રાહુ જો હોય;
સુખ રિદ્ધિજ વધે ઘણી, રિપુ નાશ તે જોય,
બે, ચાર, પાંચ, સાતને, રાહુ આઠને બાર;
મરણ વ્યાધિ દરિદ્રતા, અંગે કષ્ટ દેનાર.

### ગ્રહોની દાન કરવાની વસ્તુઓ.

#### દોહરા.

સૂર્ય ગ્રહનાં દાન તો, ઘઉં ગોળજ અપાય;
ગોવત્સ ત્રાંબુ મણી, ભીનુ વસ્ત્ર દેવાય.
ચોખા ભરી વાંસ પાત્રને, કપુર મોતી ગાય;
વસ્ત્ર ધોળું આપતું, ચંદ્ર ન નડે કાંય.
ઘઉં ગોળ વૃષભ અને, પ્રવાળાં અને હેમ;
લાલ વસ્ત્ર તે આપતાં, મંગળની થાય રેમ.
કાંસુને મોતી વળી, મગ પાત્રની માંય,
દાન વિપ્રને આપતાં, બુધથી ન થાય કાંય.

હળદર પીળું અનને, સાકરને વળી હેમ;
પીળું વસ્ત્ર જ આપતાં, ગુરૂની થાય રેમ.
રૂપું હેમ ચોખા અને, અશ્વ અને વળી ગાય,
વિચિત્ર રંગના વસ્ત્રથી, શુક્ર ભાર કમી થાય,
તલ તેલ લોહ અડદને, ભેંસને વસ્ત્ર શ્યામ,
દાન દેવું એ શની તણું, દુઃખ દે વિરામ.
તલ તેલ ઘંઉ લોહને, કાંબળો વસ્ત્ર જ શ્યામ;
કસ્તુરી તે આપતાં, રાહુ પામે વિરામ.

## નાની પનોતી વિષે.

### દોહરા.

મેષા+ દિથી ગણિ લહો, શનિ રાશિએ ધાર,
વેદ૪ વસુ૮ એ જોશની, નાની પનોતી × ધાર.

---

+ મેષ વગેરે ગમે તે રાશિથી ( જે રાશિવાળાને માટે જોવું હોય તે રાશિથી ) શનિનો જે રાશિનો હોય ત્યાંસુધી ગણવું ગણતાં ચોથો ને આઠમો શની આવે તો નાની પનોતી છે એમ જાણવું. ઉદાઃ—સં. ૧૯૬૫ ના આશો વદ ૮ ને રોજ મિથુન ને ધન રાશિવાળા ને પનોતી છે કેનહિ ? એ વખતે શનિ મીન રાશિનો છે ગણતાં મિથુન રાશિથી દશમો શની આવેછે એ રાશિવાળાને નાની પનોતી નથી. ધન રાશિવાળાને ગણતાં ચોથો શની આવેછે, માટે એ રાશિવાળાને નાની પનોતી છે.

× શની એક રાશિમાં અઢી વર્ષ રહે છે માટે નાની પનોતી અઢી વર્ષ રહે છે પછીથી ઉતરે છે.

દુઃખ વ્યાધિ વિરોધ કરે ચિંતા મનમાં કલેશ;
પરદેશે તે મોકલે, અઢી વર્ષનો પ્રવેશ.

## મોટી પનોતી વિષે.

દોહરા.

§ મેષાદિથી ગણી લહો, શનિ રાશિ લગી ધાર,
બારમો શની હોય તો, માથે પનોતી ધાર.

પેહેલો હોય તો છાતીએ, પગે નરિધાર*
સાડસાત વર્ષજ લણી, મોટી પનોતી ધાર.૧

---

§ નાની પનોતી પ્રમાણે કેટલામો શની છે તે ગણવું.

* ગમે તે રાશીથી ગણતાં જો બારમો શની આવે તો માથે પનોતી છે, બીજો શની આવે તો પગે પનોતી છે, એમ જાણવું. મોટી પનોતી પનોતી વાળા માણસને બેસતાં માથે પછી છાતીએ અને છેલ્લે પગે હોય છે.

૧ ગમે તે રાશિથી શનીની રાશિ સુધી ગણતાં જો બારમો, પહેલોને બીજો શનિ આવે તો મોટી પનોતી છે, એમ જાણવું. બારમો શની હોય તે પુરો થાય એટલે પહેલો શની થાય છે, ને પહેલો પુરો થાય એટલે બીજો શનિ થાય છે તેથી બારમો પહેલોને બીજો શની જોડે જોડે આવે છે. દરેક શની અઢી વર્ષ સુધી રહે છે એટલે ત્રણે શની મળી સાડસાત વર્ષ રહે છે તેને મોટી પનોતી કહે છે.

દ્રવ્ય હાની દુઃખ થાય છે, કલેશ રોગ બહુ થાય;
પરદેશે તે મોકલે, બહુ છે દુઃખ દાય.
દુર્બુદ્ધિ થાયજ વળી, લાજ જાએ સાર,
માનભંગ એ તો કરે, વાલાં વેરી થનાર.
શોક અતિશે થાય છે, પરીવાર પીડાય,
લેણું ખોટું થાયને, દેણું બમણું થાય.
બહુધા વિપત્તી પડે, અંગે કષ્ટજ થાય,
ગુણ છે પનોતી તણા, નઠારા કહુ ભાય.+

## પનોતીના પાયાને તેની સમજ ૧

### દોહરા.

બેસતા શની ચંદ્ર રાશિને, મનમાં રાખો ભાય,
મેષાદિથી ગણી લહો, ચંદ્ર રાશિ જ્યાં થાય.

---

+સર્વ વાતે મોટી પનોતી તેમજ નાની પનોતી ખરાબ છે, માટે પનોતી વાળાએ જે કાંઇ કરવું તો વિચારીને કરવું.

૧ જ્યારે આપણે પનોતીના પાયા જોવા હોય ત્યારે શની જે રાશિનો હોય તે રાશિમાં આવ્યો તે દિવસે ચંદ્ર કઇ રાશિનો હતો તે જોઇને નક્કી કરવું. પછી જે રાશીવાળાના પનોતીના પાયા જોવા હોય તેની રાશિથી ચંદ્રની રાશિ સુધી ગણવું. જો ગણતાં ૧, ૬, ૧૧ મો ચંદ્ર આવે તો સોનાના પાયે ૨, ૫, ૯ મો ચંદ્ર આવે તો રૂપાને પાયે, ૩, ૭, ૧૦ ચંદ્ર આવે તો ત્રાંબાને પાયે ૪, ૮, ૧૨, મો ચંદ્ર આવે તો લોઢાને પાયે પનોતી બેઠેલી છે એમ જાણવું. ઉદાઃ—સં ૧૯૬૫ ના આશો વદ ૮ ને રોજ મેષને

સોને ભૂ ખટ રૂદ્ર[૧૧] છે, રૂપે બે પાંચ અંક,
ત્રાંબે ત્રણ સાત, દશમો ચંદ્ર હોય નિષંક.
હોય વેદ[૪] વસુ[૮] બારમો, લોઢા તણી તે સાર.
સોને લોઢે કષ્ટને, ત્રાંબે રૂપે ધાર.

**પુરૂષનો કાલ ચંદ્રને ઘાત નક્ષત્રની સમજ.**

**દોહરા.**

મેષ રાશિને પ્રથમ મઘા, વૃષભ હસ્તજ બાણ.
મિથુન સ્વાતિ નવમે, કર્ક અનુ + બે જાણ,
સિંહે ખટ મૂળજ વળી, દશને શ્રવણ કન્યાય;
તુલા શતતારા નાડીએ, વૃશ્ચિક રેવતી સપ્તાય.
ધને યુગે[૪] ને ભરણી, મકર રોહિણી આઠ,
રૂદ્ર[૧૧] આર્દ્રા કુંભાયષે, સૂર્ય[૧૨] સર્પ ૧ માન ઠાઠ.

---

મીન રાશિવાળાને શાને પાયે પનોતી હશે? શનિ બદલાયો તે દિવસે ૧૦ મકર રાશિના ચંદ્ર હતા. મેષથી મકર સુધી ગણતાં દશમો ચંદ્ર આવે છે માટે મેષ રાશિવાળાને ત્રાંબાને પાયે પનોતી છે તે સારી છે. મીનથી મકર સુધી ગણતાં અગીયારમો ચંદ્ર આવે છે માટે મીન રાશિવાળાને સોનાને પાયે પનોતી છે. તે નઠારી છે.

+ અનુરાધા.

૧ અશ્લેષા.

કાળ ચક્ર જોવાનો કોઠો આગળ પાને છે;

+ ચંદ્ર અંક નક્ષત્રેવળી, હાણુ થાય નિરધાર,
પરગામે નહિ પરવરીશ, શુભ કામ નહિ ધાર,

## પુરૂષ કાળચંદ્ર તથા ઘાત નક્ષત્રનો કોઠો.

| ઘાતનક્ષત્ર. | મઘા | હસ્તં. | સ્વાતિ. | અનુરાધા | મૂળં. | શ્રવણં. | શતતારા. | રેવતી. | ભરણી. | રોહણી. | આર્દ્રા. | આશ્લેષા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચંદ્ર. | ૧ | ૫ | ૯ | ૨ | ૬ | ૧૦ | ૩ | ૭ | ૪ | ૮ | ૧૧ | ૧૨ |
| રાશિ. | મેષં. | વૃષભં. | મિથુનં. | કર્ક. | સિંહ. | કન્યા. | તુલા. | વૃશ્ચિક | ધન. | મકર. | કુંભ. | મીન. |

## સ્ત્રીનો કાલ ચંદ્ર જોવાનું.

ભુ,[૧] વસુ[૮] સિંધુ[૭] ભકિતને[૯] રતુ[૬] ગુણને[૨] વેદ[૪]
હસ્ત[૨] દિશાને[૧૦] રૂદ્ર[૧૧] તત્વ[૫] આદિત્યનો ભેદ.
સંજ્ઞા જાણી મનવિષે, મેષથી અનુક્રમ ધાર.
સ્ત્રી કાલચંદ્ર તો ગણો, હાણુ થાય નિરાધાર.

---

+ ઉપર ગણાવેલી રાશિવાળાઓને એ અંકના ચંદ્ર કાળ ચંદ્ર ગણાય છે ને એ નક્ષત્રો ઘાત નક્ષત્ર ગણાય છે; માટે એમાં જોઇને ધંધો કરવો, પોતાની રાશીથી ચંદ્ર રાશિ સુધી ગણવું.

## સ્ત્રીના કાળચંદ્રનો કોઠો.

| રાશિ. | કાળચંદ્ર |
|---|---|
| મેષ. | ૧ |
| વૃષભ. | ૮ |
| મિથુન. | ૭ |
| કર્ક. | ૯ |
| સિંહ. | ૬ |
| કન્યા. | ૩ |
| તુલા. | ૪ |
| વૃશ્ચિક. | ૨ |
| ધન. | ૧૦ |
| મકર. | ૧૧ |
| કુંભ. | ૫ |
| મીન. | ૧૨ |



# પ્રકરણ ૪ થું.



વર કન્યાનો મેળાપ જોતી વખતે વિચારવાની બાબતો અક્ષરો ઉપરથી આઠ વર્ગ પાડેલા છે તેની સમજ.

## દોહરા.

* ક વર્ગની બિલાડીજ છે, ચ તણા સિંહજ થાય,

* બિલાડી — ક, ખ, ગ, ઘ, ઙ.
સિંહ — ચ, છ, જ, ઝ, ઞ.
કૂતરો. — ટ, ઠ, ડ, ઢ, ણ.
સાપ — ત, થ, દ, ધ, ન.
ઉંદર — પ, ફ, બ, ભ, મ.
હરણ — ય, ર, લ, વ.
ઘેટો. — શ, ષ, સ.
ગરૂડ — અ, ઇ, ઉ,

*વર્ગ જોવાનું કારણ વર કન્યાને મેળાપ રહેશે કે નહિ તે છે. વર કન્યાના નામના આદ્ય અક્ષરો પરથી વર્ગ તપાસતા બંનેના વર્ગ વેર વગરના આવેતો લગ્ન કરવું જો વેરવાલા વર્ગ આવે તો ન કરવું. ઉદાર—મગનનો વર્ગ ઉંદર છે ને કાશીનો વર્ગ બિલાડો છે માટે એ લગ્ન ન કરવું. કુદરતી વેર ન હોયતો લગ્ન કરવું. પૈસાદાર લોકોએ નોકર રાખતી વખતે પણ વર્ગ પ્રમાણે તપાસ કરી વેર વગરના બંનેના વર્ગ હોયતો નોકર રાખવો.

ટ વર્ગજ કૂતરા તણા, ત વર્ગે સાપ થાય.
પ વર્ગજ ઉંદર અને, ય થી વ સુધી હરણ;
શ થી હ સુધી મેષ છે, અ ઈ ૨ ગરૂડજ જાણ.

---

## બાર રાશિઓના વર્ણ પાડેલા છે તે જોવાની સમજ.

### દોહરા.

કર્ક વૃશ્ચિક મીનને, બ્રાહ્મણ વર્ણ થાય, *
મેષ સિંહને ધન વળી, ક્ષત્રીય જાણો ભાય.

---

* લગન કરતાં પહેલાં વરકન્યાની રાશિ ઉપરથી વર્ણ જોવાય છે. રાશિઓના વર્ણ જોતાં બંનેના એક વર્ણ આવે તો બંનેને સારો મેળ રહે ને જીવતાં સુધી સુખી રહે. કદાચ વરનો ઉંચો વર્ણ હોય અને કન્યાનો નીચો વર્ણ હોય તો પણ સારો મેળ રહે પણ કન્યાનો ઉંચો વર્ણ હોય ને વરનો નીચો વર્ણ હોય તો બંને વચ્ચે મેળ રહે નહિ ને વરનો નાશ થાય. ઉદા:–ચુનીલાલને કાશી એમના લગ્ન વર્ણ પ્રમાણે થાય કે કેમ ? ચુનીલાલનો બ્રાહ્મણ વર્ણ છે ને કાશીનો વર્ણ શુદ્ર છે માટે લગન થઇ શકે ને બંને સુખી થાય. પણ ટધ ને કહાનદાસનાં લગન થઇ શકે નહિ, કારણ કે ઉધનો વર્ણ બ્રાહ્મણ છે ને કહાનદાશનો વર્ણ શુદ્ર છે એમાં કન્યાનો વર્ણ ઉંચો છે માટે લગન થાય નહિ. જો કરે તો બંને દુ:ખી થાય ને કદાચ વરનો નાશ પણ થાય. વર કન્યાનાં લગન કરતી વખત વર્ણ ખાસ વિચારવો જોઇએ.

વરખ મકર કન્યા ગણો, વૈશ્ય વર્ણ હે વીર;
મિથુન તુલા કુંભ વળી, શુદ્રજ ધારો ધીર.

## * ગણની સમજ.

| દેવગણ. | મનુષ્ય ગણ. | રાક્ષસગણ. |
| --- | --- | --- |
| અશ્વની | ભરણી | કૃતિકા |
| મૃગશર | રોહિણી | અશ્લેષા |
| પુનર્વસુ | આર્દ્રા | મઘા |
| પુષ્ય | પૂર્વાફાલ્ગુન | ચિત્રા |
| હસ્ત | ઉતરા ફાલ્ગુન | વિશાખા |
| સ્વાતિ | પૂર્વાષાઢા | જ્યેષ્ઠા |
| અનુરાધા | ઉત્તરાષાઢા | મૂળ |
| શ્રવણ | પૂર્વાભાદ્રપદ | ધનિષ્ઠા |
| રેવતી | ઉતરાભાદ્રપદ | શતતારા |

* વર કન્યાનો જે નક્ષત્રમાં જન્મ થયો હોય તે નક્ષત્ર પરથી કોઠા પ્રમાણે ગણ શોધી કાઢવો. વરકન્યાનો એકજ ગણ આવે તો મેળ સારો રહેશે. એમ જાણવું એકનો દેવ ગણને એક નો મનુષ્ય ગણ આવેતો મેળ મધ્યમ રહેશે. એક દેવને એકનો રાક્ષસ ગણ આવેતો બંને વચ્ચે કંકાસ ઘણો કરશે. એકનો મનુષ્ય ને એકનો રાક્ષસ ગણ આવે તો જાણવું કે મનુષ્ય ગણવાળાનું મૃત્યુ થશે.

## દોહરા.

જન્મ નક્ષત્રથી ગણુ જુ ા, એનો એકજ સાર,
એક દેવજ મનુષ્ય વળી, મધ્યમ છે નિરધાર.
એક દેવ રાક્ષસ તો, કલેશજ થાય હમેશ
રાક્ષસ મનુષ્ય હોયતો, મરે નકીજ મનુષ

## યોનીની સમજ. *

| નક્ષત્રો. | જાનવરો. |
| --- | --- |
| અશ્વનીને શતતારા, ... ... .... | ...ઘોડો. |
| ભરણીને રેવતી. ... ... ... | ...હાથી. |
| કૃતિકાને પુષ્ય ... ... ... | ...બકરો. |
| રોહિણીને મૃગશર. ... ... ... | ...સાપ |
| આર્દ્રાને મૂળ... ... ... ... | ...કૂતરો. |
| પુનર્વસુને અશ્લેષા. ... ... ... | ...બિલાડો. |
| મઘાને પૂર્વાફાલ્ગુન... ... ... ... | ઉંદર. |
| પૂર્વાભાદ્રપદને ધનિષ્ઠા .... ... ... | સિંહ. |
| હસ્તને સ્વાતિ... ... .... ... ... | હરણ. |

* વરકન્યાનાજ જન્મના નક્ષત્ર ઉપરથી યોની પાડેલી છે. તેમાં એકની સિંહને એકની હાથી, એવીજ રીતે ઉંદરને બિલાડી, કૂતરોને હરણ, સાપને નોળ વગેરે જેમને સામસામાં કુદરતી વેર હોય તે યોનીવાળાં વરકન્યાનો વિવાહ કરવો નહિ. કારણ કે હમેશાં કલેશ થયાં કરે છે,

ચિત્રાને વિશાખા ... ... વાઘ
પૂર્વાષાઢાને શ્રવણ ... . ... વાંદર
ઉત્તરા ફાલ્ગુનને ઉત્તરા ભાદ્રપદ . ... ચોપગાં પશુ
ઉત્તરાષાઢા ... ... . ... નો.ળ.

**દોહરા.**

યોની વર કન્યા તણી, વિચાર કરી મન સાર.
હજ વેરની યોનીએ, નકરો વિવાહ યાર.
જોરાવર તે મારશે, હલકાને નિરધાર.
કુદરતી વેર ન હોય તો, લગન કરો હે યાર.

નાડી ઉપરથી વરકન્યાનો મેળાપ જોવાનું.

| આદ્યનાડીનાં નક્ષત્ર | મધ્યનાડીના નક્ષત્ર | અંત્ય નાડીનાં નક્ષત્ર |
|---|---|---|
| અશ્વની, આર્દ્રા, પુનર્વસુ, ઉત્તરાફાલ્ગુન, હસ્ત, જ્યેષ્ઠા મૂળ, શતતારા, પૂર્વાભાદ્રપદ. | ભરણી, મૃગશર, પુષ્ય, પૂર્વાફાલ્ગુન, ચિત્રા, અનુરાધા, પૂર્વાષાઢા, ધનિષ્ઠા, ઉત્તરાભાદ્રપદ. | કૃતિકા, રોહિણી, અશ્લેષા, મઘા, સ્વાંતિ, વિશાખા, ઉત્તરાષાઢા, શ્રવણ, રેવતી. |

જે નક્ષત્રમાં જન્મ થયો હોય તેની નાડી કોઠા પ્રમાણે જોવી. અશ્વનીમાં જન્મ હોયતો આદ્ય. ભરણીમાં હોયતો મધ્યને કૃતિકામાં હોય તો અંત્ય નાડી આવે વિવાહ કરવામાં વરકન્યાની એક નાડી જોઇએ નહિ. જો આદ્ય નાડીનાં બંને હોયતો વરનો નાશ થાય ને મધ્ય નાડીના હોયતો ધનનો નાશ થાય ને અંત્ય નાડીમાં પ્રજાનો નાશ થાય છે. લગ્ન કરવામાં વરકન્યાની જુદી જુદા નાડી હોવી જોઇએ

## દોહરા.

અશ્વનીથી તમે ગણો, આદિ મધ્યને અંત;
અંત, મધ્ય, આદિજ ગણો, આદિ મધ્યને અંત.
એ રીતે નક્ષત્ર તણી, નાડી મનમાં જોય;
વિઘ્ન નકકી થાય છે, દ્વિનાડી એક હોય.
નાડી વર કન્યા તણી, જુદી જુદી થાય;
સુખ તે ઘણું ભોગવે, આધજ ઉંચ ગણાય.

---

## ચોપાઇ.

બ્રાહ્મણને નાડીનો દોષ, ક્ષત્રીને વર્ણ તણો દોષ;
ગણના વૈશ્યને યોની શુદ્ર, દોષ વિચારો લગ્ન ખૂદ.

---

## ભાગ ઉપરથી લગ્નનો વિચાર.

૧ પૂર્વ ભાગ રેવતીથી છો, પછીથી બાર મધ્યભાગ.
જેષ્ઠાથી નવ પર વળી, ઉંચ છે શ્રેષ્ઠ ભાગ.

૧ પૂર્વભાગ વર હોય ને કન્યા મધ્યભાગ હોય તો વર શ્રેષ્ઠ. મધ્યભાગ વર ને પૂર્વભાગ કન્યા હોય તો કન્યા શ્રેષ્ઠ. એમજ જે ઉંચ ભાગનું હોય તે શ્રેષ્ઠ થાય. વરકન્યા બને એક ભાગના હોય તો પ્રિતિ સારી રહે.

| + પૂર્વ ભાગના નક્ષત્ર. | મધ્ય ભાગના નક્ષત્ર. | પર ભાગના નક્ષત્ર. |
|---|---|---|
| રેવતી.<br>અશ્વની.<br>ભરણી.<br>કૃતિકા.<br>રોહિણી.<br>ગશર. | આર્દ્રી.<br>પુનર્વસુ, પુષ્ય.<br>અશ્લેષા, મઘા<br>પૂર્વાફાલ્ગુન.<br>ઉતરાફાલ્ગુન.<br>હસ્ત. ચિત્રા<br>સ્વાતિ, વિશાખા.<br>અનુરાધા. | જ્યેષ્ટા, મૂળ.<br>પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા<br>શ્રવણ, ધ્રાનષ્ઠા.<br>સતતારા. પૂર્વાભાદ્રપદ.<br>ઉતરાભાદ્રપદ. |

## વિવાહ કરવાના માસ.

### દોહરા.

માઘ માગશરને વળી, ફગણ વૈશાખ માસ;<br>
જેઠને અખાડજ વળી, લગ્નજ માટે ખાસ.<br>
માઘે ધન તો બહુ વધે, ફાગણ સૌભાગ્ય;<br>
જેઠ વૈશાખ પ્રીત વધે, અખાડ પ્રજા ભાગ્ય.

## વિવાહ કરવાના શુભ નક્ષત્ર.

મઘા મૃગશર મૂળને, ઉતરા ૧ સ્વાતિ જાણ,<br>
રોહિણી રેવતી હસ્તને, અનુરાધા શુભ જાણ.

+ વર કન્યાના જન્મ નક્ષત્ર ઉપરથી જોવાય છે.

૧ ત્રણે ઉતરા.

## વિવાહ કરવામાં અશુભ.

અમાંસ રિકતા * તીથિ અને, વારવેલ ૧ કુરવાર, ૨
જન્મ નક્ષત્ર ગંડાંતમાં. ન કરો લગ્ન જ યાર.
એક દિન માસાંતનો, તીથિ અંત ઘડી બેય,
નક્ષત્ર અંતની ત્રણ ઘડી, વિવાહ વર્જીત હોય.

### દોહરા.

૩ ચાર આઠ બાર અંકમાં, આદિત્ય વરને હોય;
૪ બ્રહસ્પતિ કન્યાયને, ન કરો લગ્ન તે કોય.

---

* ૪ ૯,૧૪ એ તિથી

૧ વારવેલનું કોઠો.

| વાર. | વી | સોમ. | મં. | બુ. | ગુ. | શુ. | શ. |
|---|---|---|---|---|---|---|---|
| ઘડી | ૩।।। | ૩।।। | ૩।।। | ૩।।। | ૩।।। | ૩।।। | ૩।।। |
| પહોર નાઅંક | ૪ | ૭ | ૨ | ૫ | ૮ | ૩ | ૬ |

કોઠામાં બતાવ્યા પ્રમાણે વારોમાં તેમના અંકના પહોરમાં પોણા-ચાર ઘડી વારવેલ રહે છે. એ શુભ કામમાં તજવા યોગ્ય છે.
૨ રવિવાર, મંગળવાર, શનીવાર એ વિવાહમાં તજવા યોગ્ય છે.

૩ ૪, ૮, ૧૨, મો સૂર્ય વરને હોયતો નુકસાન કારક છે.
૪ ૪, ૮, ૧૨ મો બ્રહસ્પતિ કન્યાને હોયતો મૃત્યુકારક છે.

ગુરૂ કન્યા સૂર્ય વરને, હીણે હાણુજ થાય;
ચંદ્રહીણુ ધનજાયને, મંગળ સ્થાન તજાય.
સૂર્ય બલ શ્રેષ્ટ વરને બ્રહસ્પત તે કન્યાય,
ઉભોને ચંદ્ર શ્રેષ્ટ તો, લગ્ન કરો તમે ભાય.
* ચાર, આઠને બારતો, ચંદ્રજ હોયે ચાર;
વર કન્યાને અશુભ છે, માનોની નિરધાર.
૧ ભદ્રા, કર્ક+ યોગ ને, દગ્ધા તીથિ જાણુ. ૨
૩ કુલી કે લગ્ન ન કરો. શાસ્ત્ર તણું પરમાણુ.

* ૪, ૮, ૧૨, મો ચંદ્ર વર કન્યા બંનેને અશુભ છે.
૧ પાને ૯, મે કહેલું છે, કુંભ, મીન, વૃશ્ચિક, ને સિંહના
ચંદ્ર ભદ્રાને દિવસે હોયતો વિશેષે લગ્ન ન કરવું.
૨ મીનને ધનના સૂર્યમાં બીજ, વૃષભને કુંભના સૂર્યમાં ચોથ, મેષ ને કર્કના સૂર્યમાં છઠ, કન્યાને મિથુનના સૂર્યમાં આઠમ વૃશ્ચિક ને સિંહના સૂર્યમાં દશમ. મકર ને તુલાના સૂર્યમાં બારસ એ તથિઓ દગ્ધા તિથિઓ કહેવાયછે. તે શુભ કામમાં લેવાતી નથી.

કુલીક યોગનો કોઠો.૩

| તિથી | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |
|---|---|---|---|---|---|---|---|
| વાર | ર. | સો. | મં | બુ. | ગુ | શુ. | શ. |

એ વારોને દિવસે એ તીથીઓ હોય તો કુલીક યોગ થાય છે.

* લાત, ૧ પાત, ૨ યુતી અને, ૩ વેધ, ૪ જામિત્ર જાણું;
૫ એકાર્ગલ, ઉપગ્રહને, ૬ સુર્ય પંચક નિરવાણ.
૭ ક્રાંતિ સામ્ય છે વળી, ૮ દગ્ધા તીથિ દશ થાય;
એ દોષો બળવાન છે. ન કરો લગ્નજ ભાય.

## પાંચશલાકાયંત્ર.

* પાંચ ઉભી પાંચ આડી કરી, બે બે કોણોમાં તો ધરી;
ઇશાનથી તે કૃતિકા ધરી, તે તો પંચશલાકા એક કરી.
લગ્ન મૂહૂર્તથી સતગા ચાર, બાર રવિ ત્રણ ભોમ ચ્યાર,
ગુરૂ ૭ ને શની તે આઠ, લાત મારે ન કરો લગ્ન દાઠ.
અતગા ગણી સુનજ સાજો, નવ રાહુ શુક્ર પાંચજ બ્રાત;
બાત્રીશમો જો ચંદ્ર હોય, લાત મારે નહિ કરો કોય.




પંચશલાકા યંત્ર કાઢી લગ્ન નક્ષત્ર જોવું જમણા ગણ્યુ

જો બારમા નક્ષત્રે સૂર્ય; ત્રીજે મંગળ ને આઠમે શની આવે તો લાત દોષ જણાય, ડાબા ગણતાં સાતમે નક્ષત્રે ગુરૂ નવમે રાહુ પાંચમો શુક્ર અને બાવીશમો ચંદ્ર આવે તો લાત દોષ ગણાય. સૂર્યની લાત ધનનો નાશ કરે છે, મંગળની મૃત્યુ કરે, ગુરૂની હોય તો ભાઇનો નાશ કરે છે, શનીની હોય તો કુળનો નાશ કરે છે બુધની લાતે ત્રાસ ઉપજે, રાહુની નાશ કરે ને શુક્ર, ચંદ્રની દુઃખ દાયી છે.

૧ લગન તણું નક્ષત્ર જે, સૂર્ય નક્ષત્ર તે હોય;
પાત દોષ તે થાય છે, લગન નહિ કરો કોય.

મઘા; અશ્લેષા, ચિત્રા, અનુરાધા, રેવતીને શ્રવણ એ નક્ષત્રનો સૂર્ય હોયને લગન પણ એજ નક્ષત્રનું હોય તો પાત દોષ ગણાયછે. વિવાહમાં પાત દોષ વિશેષે જોવા જોઇએ. તેમાં અશ્લેષાનો પાત દોષ હોવો જોઇએ નહિ.

૨ ચંદ્ર નક્ષત્રમાં વળી, કોઇ ગ્રહ નક્ષત્ર હોય;
યુતી દોષ શુક્રે નહિ, લગન નહિ કરો કોય.

લગનને દિવસે ચંદ્રનું જે નક્ષત્ર હોય તે નક્ષત્રમાં કોઇ ગ્રહ ( શુક્ર સિવાયના ) હોય તો યુતી દોષ થાય છે. ચંદ્રને સૂર્યનું એક નક્ષત્ર હોય તો નુકસાન કરે, ભોમનું હોયતો મૃત્યું કરે, રાહુ, કેતુ; ગુરૂ શનીનું હોય તો કુળમાં દુઃખ ઉત્પન્ન કરે.

૩ જન્મ લગન નક્ષત્રની. રેખાએ ગ્રહ કોઇ;
વેધ પડ્યો વિવાહ વિષે, લગન નહિ કરો કોઇ.

લગ્ન નક્ષત્રથી ગણો, ચૌદે પાપ ગ્રહ હોય;
જામિત્ર દોષ તે થાય છે, લગ્ન ન કરો કોય.

પા. ૪૨ માં પંચશલાકા કાઢ્યું છે તેમાં જોવું. જન્મનું નક્ષત્રને લગ્નનું નક્ષત્ર એકજ લીટીમાં સામ સામાં હોય તો વેધ દોષ કહેવાય. માટે તે નક્ષત્રમાં લગ્ન ન કરવું. શની રાહુ મંગળ ને સૂર્ય એમાંના કોઇ ગ્રહ વિવાહ સમયે જન્મ નક્ષત્રપર હોય તો કન્યા વિધવા થાય છે.

૪ પંચ શલાકા પ્રમાણે લગ્ન નક્ષત્ર થી ચૌદમા નક્ષત્ર પર રાહુ, શની, મંગળને સૂર્ય ગ્રહો હોય તો, જામિત્ર દોષ થાય છે લગ્ન નક્ષત્રથી સાતમા નક્ષત્ર પર કોઇ ગ્રહ હો તો કન્યા વિધવા થાયછે

પરસ્પર સામસામાં બનાવેલા નક્ષત્રમાં સૂર્ય ચંદ્ર હોય અને નક્ષત્રના અંક જેટલામાં યોગ હોય તો એકર્ગલ દોષ થાય છે. અશ્વનીથી વિષ્કંભ યોગને ગણવો.



કન્યા મિથુન વૃષભ અને, તુલા, અર્ધ ધન ભાગ;
એટલાં લગ્ન શુભ છે. બાકી અશુભ છે ભાગ.

---

૬ સંક્રાંતીથી ગણતાં લગ્નનો જેટલામો દિવસ થાય તેમાં અનુક્રમે ૧૫, ૧૨, ૮, ૧૦, ૪, ઉમેરવા. તે દરેકને નવે ભાગતાં પાંચ શેષ વધે તો પંચાક દોષ જાણવો. અનુક્રમે રોગ અગ્નિ, રાજ્ય, ચોર ને મૃત્યુ પંચક છે. રવિવારે રોગ, સોમવારે રાજ્ય, મંગળે અગ્નિ શુક્રવારે ચોર અને શનીવારે મૃત્યુ પંચક હોય તો વિવાહ ન કરવો.

પંદર, દશ, આઠ બારજ ચાર, ગત સક્રાંતિ દિન વધાર.
નવે ભાગતાં વધે શેષ પાંચ, પંચક દોષ લગ્ને છે વાંચ.

૭ ત્રણ ઉભી ત્રણ આડી કરી, પૂર્વ શીર એકજતો ધરી,
રાશિ અંક ધરોની થાર, ક્રાંતિ સામ્ય દોષ વિચાર;
સૂર્ય ચંદ્ર ચંક રેખા પર, મેષ સિંહને વૃષ મકર;
કર્ક. વૃશ્ચિકને તુલા કુંભ, મીન કન્યા એકે અશુભ
મિથુન ધન વળી સામા હોય, ન કરો લગન તે વગર કહ્યે,
પુત્રી વિધવા તો વળી થાય, ક્રાંતિ દોષમાં ન કરો ભાય.

બતાવ્યા પ્રમાણે રાશિઓમાં સૂર્ય ચંદ્ર હોય તો એ દોષ થાય છે. એમાં લગ્ન કરવું નહિ.

|  | ૧૧ | ૧૨ | ૧ |  |
|---|---|---|---|---|
| ૧૦ |  |  |  | ૨ |
| ૯ |  |  |  | ૩ |
| ૮ |  |  |  | ૪ |
|  | ૭ | ૬ | ૫ |  |

* ક્ષય કઇ દગ્ધા તીથિઓ છે તે પાને પાંત્રીશમે કહેલું છે.

### ચોપાઇ

મેષ વૃષભ સિંહદિન અંધ. મિથુન, કર્ક કન્યા રાત્રી અંધ;
મકર, તુલા, વૃશ્ચિક બેરાં બાર, ધન, કુંભ મીન, સંધ્યાકુ બાર *

૧ લગ્ને, ચાર, પાંચને સાત, નવને દશમે સ્થાને ભ્રાત;
પાપ ગ્રહ હોય એની માંય, નબળા માટે નકરો કાંય.

### દોહરા.

૨ સૂર્ય નક્ષત્રથી પાંચ બાવીસ, આઠ ચૌદ ને હોય પચીશ;
તેવી, ઓગણી ને અઢાર, કોઇ ગ્રહનો લગ્ન નધાર.

### દોહરા.

૩ બે ત્રણ અગીયારમે, સ્થાન ચંદ્રજો હોય;
ગોધુલીક તે શુભ છે, લગ્ન કરોની જોય.

---

* પહેલાં ત્રણ દિવસે અંધ છે. બીજાં ત્રણ રાત્રીએ અંધ છે ત્રીજા ત્રણ બાર વાગે બહેરાં, છેલ્લાં ત્રણ સંધ્યાએ કદ રૂપાં છે. એવી સંજ્ઞાઓ છે. એ લગ્નોમાં એ વખત લગ્ન કરવું દિવસના અંધ લગ્નમાં વિવાહ કરેતો વરનો નાશ થાય, રાત્રિના-અંધ નક્ષત્રમાં વિવાહ કરે તો ધનનો નાશ થાયછે. બહેરા લગ્નમાં દુઃખ પામે, અને કદરૂપા લગ્નમાં વિવાહ કરે તો કુળનો નાશ થાય છે.

૧ જે વખતે લગ્ન હોય તે વખતની કુંડલી કાઢીને તેમાં એ સ્થાનોમાં શની, રવિ, મંગળ, ને રાહુ હોય તો ખોટા.

૨ સૂર્ય નક્ષત્રથી એટલામાં નક્ષત્રો કોઈ ગ્રહ હોયતો એ દોષછે.

૩ [illegible] એટલામાં સ્થાનમાં ચંદ્ર હોયતો શુભ છે.

### ભદ્રાનાં સ્થાન.

મેષ મકર વૃષ કર્કમાં, સ્વર્ગે ભદ્રાજધાર;
કન્યા મિથુન ધન તુલે, પાતાલે નિરધાર.
કુંભ મીન વૃશ્ચિક સિંહમાં, મૃત્યુ લોકે આવાસ;
મૃત્યુમાં અશુભ છે, બાકીની શુભ ખાસ.

### જેષ્ટ પુત્રના વિવાહમાં જોવાની બાબતો.

* જન્મ માસ નક્ષત્રજ દિન, અને વળી જેઠ માસ;
જેષ્ઠ પુત્રનો વિવાહતો, નકરો તમે ખાસ.
વરકન્યા બે જેષ્ઠતો, નકરો જેઠે સાર;
એક ન હોયતો કરો, ત્રણ જેઠે નહિ સાર.

### દોહરા.

સિંહ તણો ગુરૂ જ્યાં લગી, સિંહસ્થવર્ષ જ થાય;
શુભ કામ નહિ આદરો, લગ્ન નહિ વળી થાય, ૧
શુભ લગ્ન તે જોઇને, કરો તમે વિચાય;
થનારી વસ્તુ થાય છે, બનતો કરો ઉપાય.

---

* જન્મતો મહીનો, નક્ષત્રને વાર એમાં જેષ્ઠ પુત્રનો વિવાહ કરવો નહિ. વર કન્યા બંને જેષ્ઠ ન હોય તો જેઠ માસમાં વિવાહ કરવો. ત્રણ જેષ્ઠ હોય તો અશુભ છે.

૧ સિંહરાશિના ગુરૂ હોય ત્યારે લગ્ન કરવું નહિ.

## પહેલે આણે વહુને તેડી લાવવા વિષે.

### ચોપાઇ.

લગ્ન પછી એકી વર્ષે સુખ, બેકી વર્ષે બહુ છે દુખ;
ગુરૂ, શુક્ર શની સોમે સુખ, બીજા વારમાં થાય છે દુખ.

### દોહરા.

નંદા ભદ્રા, જયાં, રિક્તા, પૂર્ણા તે વળી પાસ;
પ્રથમથી ગણો અનુક્રમે, પંદર તિથી ખાસ, *
નંદામાં પુત્ર લાભ છે, ભદ્રે મૃત્યુજ થાય;
જયાંપૂર્ણે કુલ વૃદ્ધિ અને, રિક્તા સંતાપ થાય.

## સીમંત વખતે વિચારવાની બાબતો.

### દોહરા.

આર્દ્રા, પુનર્વસુ, પુષ્યો, દ્વિષાઢા ભાદ્રદ્વાર; ૧
મૃગ રેવતી શ્રવણને, હસ્ત મૂળ તે સાર;
સોમ બુધ શુક્રજ વળી, શની છે તેય સાર;
રિક્તા તીથિ વર્જીત છે, કરો સીમંત ચાર.

* ૧, ૬, ૧૧ એ નંદા તીથિઓ છે. ૨, ૭, ૧૨ એ ભદ્રા તીથીઓ છે ૩ ૮, ૧૩ એ જયા તીથિઓ છે, ૪, ૯, ૧૪ એ રિક્તા તીથિઓ છે. ૫, ૧૦, ૧૫ એ પૂર્ણા તીથિઓ છે. સુદને વદ બને પક્ષની.

૧. પૂર્વાષાઢાને ઉતરાષાઢા. પૂર્વાભાદ્રપદને ઉતરાભાદ્રપદ

## જનોઈ ધારણ કરતી વખતે જોવાની બાબતો.

### દોહરા.

આઠ ગર્ભથી વિપ્રને ક્ષત્રી વર્ષ અગીયાર,
વૈશ્યને રવિ[12] વર્ષમાં, જનોઇનો સંસ્કાર;
પૂર્વાષાઢા ફાલ્ગુનને અશ્વની ચિત્રા હસ્ત:
સ્વાતિ શ્રવણ [illegible] શતને, ૧ જેઠ પુષ મૃગ રેવત. ૨
નક્ષત્રતો શુભ છે વળી, ઉતરાયણ આદિત્ય; ૩
હસ્ત,[2] નાડી[3] તત્વ[5] અને, દિશા,[10] રૂદ્ર[11]ને આદિત્ય.[12]
શુક્લપક્ષી તીથિ શુભ છે, રવિ શુક્ર ગુરૂવાર;
વૃષ મિથુન ધન કન્યે, સિંહે ઉપવિત ધાર. ૪

## ઘરની ખાત કરતી વખતે જોવાની બાબતો.

### દોહરા.

કુંભ મીન મેષ અર્કમાં, વાયુ ખુણામાં ખાત;
વરખ મિથુન કર્કમાં, નૈરૂત્ય ખુણે ખાત.
સિંહ કન્યા તુલા વિષે, ખાત અગ્નિ ખુણાય,
વૃશ્ચિક ધન મકરમાં ઇશાન ખુણે થાય

---

* ગર્ભથી આઠ વર્ષે વિપ્રને, એટલે જન્મ્યા પછી સાત વર્ષ પુરાં થયા પછી બ્રાહ્મણને જનોઈ દેવું ક્ષત્રીને જન્મ્યા પછી દશ વર્ષને વૈશ્યને અગીયાર વર્ષ પછી જનોઇ દેવું.

૧. ધનીષ્ઠા. ૨. રેવતી.

૩ ઉતરાયણના સૂર્ય થાય ત્યારે.

[illegible] સમાં એ લગ્નો જે નવમાં [illegible] ત વખો શુભ છે.

## ઘરનું દ્વાર મુકવાની દિશાઓ.

કન્યા કુંભ મકર અને, સિંહે પશ્ચિમ પૂર્વ;
ઉત્તર યામ્ય દ્વાર મેષને, તુલા વૃશ્ચિક વર્ષ.

## વાસ્તુ કરવામાં વિચારવાની બાબતો.

### દોહરા.

પૂર્વાષાઢા, પુનર્વસુને, પુષ, રેવત મૃગ* સાર;
શ્રવણ ધનિષ્ઠા શતને, ૧ ફાલ્ગુન ૨ હસ્તજ ધાર.
ચિત્રા સ્વાતિ મૂળને, અનુરાધા છે શુભ;
૩ સર્પ એતો શુભજ છે, સિંહ, કન્યા વૃષભ.
કુંભ, મીન, મકર એ વળી, લગ્ન છે કહુ સાર;
માસ શ્રાવણ વૈશાખને, કારતક ફાગણ ધાર.
માગશર તે શુભ છે, મંગળ રવિ વ્યાઘાત;
વજ્ર શૂલ વ્યતિગંડને, ૪ વિષ્કુંભ પરીઘજઘાત.

---

## હળનું મુહુર્ત.

### દોહરા.

અનુરાધા જેઠ મૂળને, પૂર્વાષાઢા મઘાય;
૫ પુનર પુષ હસ્ત સ્વાતિને, શ્રવણ રોહિણી થાય

---

* રેવતીને મૃગશર ૧ શતતારા. ૨ ઉતરફાલ્ગુન ૩ અશ્લેષા. ૪ વ્યતિપાત. ૫ પુનર્વસુ.

ઉતરા ત્રણુ રેવતીજ છે, વૃષભ મીન કન્યાય;
શુભતો નક્ષત્ર × લગ્ન છે, હળ જોડો હે ભાય.
* રિકતા, છ, બાર બીજને, અમાંસ માંહે ધાર;
રવિ શની મંગળ વળી, અશુભ છે એ વાર.
વ્યતિપાતતો અશુભ છે, જોડો નહિ હે ભ્રાત;
શુભ મૂહુર્ત જોઇ ને, હળ જોડો સાક્ષાત.

## વિદ્યા રંભ.

૧ મીનને ધન લગ્ને વળી, વર્ષ પાંચની માંય;
૨ દેવો ત્થાન અમાંસને, રિકતા [૧]નબ[૬]ખટમાંય.
શની ભોમે આરંભતો. શ્રેયન થાય કાંય; ૩
ગુરૂ શ્રેષ્ટ સુક્ર મધ્યક છે, બુધ અન્ય વિદ્યામાંય.

## મંત્ર દિક્ષાના માસ.

### દોહરા.

ચૈત્રે દુઃખત થાય છે, વૈશાખે છે સુખ;
જેષ્ઠે મૃત્યુ થાય અને, અખાડ ભાઇનું સુખ.

× દિવસમાંએ લગ્ન જે વખતે આવે તે વખત.
* ૪-૯-૧૪ એ તીથિઓ.

૧ દિવસમાં એ લગ્ન જે વખત આવે તે વખત સારો નહિ.
૨ દેવશયની અગીયારસથી દેવ ઉઠી અગીયારસ સુધીનો વખત.
૩ એ તીથીઓને એ વાર સારા નથી.

શ્રાવણે તે શુભ છે, ભાદરવે પ્રજા દુઃખ;
સુખવળી અશ્વીનમાં, કારતકે ધન સુખ.
માગશર વળી શુભ છે, પોષે હાની ગ્નાન;
માઘમાં વધે ગ્નાન તો, સુખને યશ ફાગણ.
મંત્ર દીક્ષાના મામનો, વર્ણવ્યા છે હે યાર;
સુભમાસમાં તે વળી, શુભ થાય નિરધાર.

---

### વૈદનું ઓસડ કરવા માટે.

પુનર્વસુ પુષ રેવતી, અશ્વની મૃગને હસ્ત;
ચિત્ર સ્વાતિ મૂળને, શ્રવણ ધનને શત *
સોમ ગુરૂ શુક્રવારને, અનુરાધા છે સાર;
× ધનમીન વૃષભ વળી તુલા લગ્ન, વિચાર.

---

### રાજ્યાભિષેકનું મૂહુર્ત.

રેવતી, અશ્વની પુષને, રોહિણી મૃગજ સાર,
અનુરાધા શ્રવણ ઉતરા, જેષ્ઠા ભિષેક સાર.

### નવાં વસ્ત્ર પહેરવાનું.

રવિ લાલું પીળું બુધને, મંગળે રાતું ચીર;
સોમ ગુરૂ શુક્રે વળી, શની શ્યામ તે ચીર.

---

* ધનીષ્ઠા શતતારા.
× દિવસમાં એ લગ્નો જ્યારે આવે તે વખત શુભ છે.

## દેવ પ્રતિષ્ઠા કરવાનું.

### ચોપાઈ.

સ્વાતિ મૂળ મઘા અશ્વની, મૃગ, પુષ અને રોહણી
રેવતી ઉતરા ત્રણે હસ્ત, અનુરાધા પુનર્વસુ સમસ્ત.
શુક્ર બુધ ગુરૂને ચંદ્ર, શુભ તીથિઓ આનંદ કંદ;
દેવ પ્રતિષ્ઠા તે એમાં થાય, એમાં સંદેહ ન કરો ભાય.

## વેદીનું ખાત કરવાનું.

### દોહરા.

વરખ મિથુન * કર્કમાં, અગ્નિની ખુણે ખાત;
સિંહકન્યા તુલા વિષે ઈશાને વેદી ખાત.
વૃશ્ચિક ધન મકરમાં, વાવ્યે ખાત તે થાય,
કુંભ મીનને મેષમાં, નૈરુત્યે તે થાય.

## યુધ તથા વિવાદમાં જવા વિષે.

૧ તીથિ વાર નક્ષત્રમાં, ના માગશરનો લાગ;
બે ત્રણ ચાર ગણ્યા કરી, છ સાત, આઠથી ભાગ.
શુન્ય બચે અશુભજ છે, શેષે છે વળી શુભ;
ત્રણે શુન્ય આવે વળી, દોષછેજ અશુભ.

---

* એ રાશિના સૂર્ય હોય ત્યારે

૧ જે દિવસે જવાનું હોય તે દિવસની તીથિના અંકને વાર અંકને નક્ષત્રના અંક ભેગા કરી તેમાં નામના અક્ષરો મેળવવા તને અનુક્રમે બે. ત્રણને ચાર વડે ગુણવા, તેને અનુક્રમે છ સાત ને આઠ વડે ભાગવા ભાગતાં દરેકમાં જો શેષ વગે તે જય થશે. ત્રણે શુન્ય આવે તો અજય થશે.

## પ્રસૂતાસ્નાન બાર ( દિવસનું )

### ચોપાઈ.

અશ્વની રોહિણી પુષ્ય જ હોય, હસ્ત સ્વાતિ અનુરાધા જોય;
રેવતી ત્રણુજ ઉતરા હોય, પ્રસૂતાતણું તો સ્નાન જ હોય.
ભોમ, ગુરૂને રવિએ સુખ, બીજાવાર નક્ષત્રે બહુ દુઃખ;
માટે મનાવચારી યાગ, મૂહુર્ત સ્નાન કરાવો સાર.

### પશુઓ આપવા લેવા વિષે.

### દોહરા.

આઠમ ચૌદશ અમાશને, પુનમને રવિવાર;
શ્રવણુ રોહિણી ત્રણ ઉતરા, ચિત્ર એ નિરધાર
પશુ વેચવું હોય તો, નહિ વેચો નીયાર;
આઠમ ચૌદશ નોમને, ઉતરા ત્રણુજ ધાર.
વિશાખા પુનર્વસુ અને, રોહિણી નહિ સાર;
વેચાતું લેવું નહિ, પશુ તો વળી યાર.

### ખોવાયલી વસ્તુ જડશે કે નહિ તે વિષે.

૧ રોહિણી આદ્ય લેઇને. બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય,

---

૧ રોહીણીએ બ્રાહ્મણ મ્રગશર એ ક્ષત્રી, આદ્રા એ વૈશ્ય પુનર્વસૂ એ શુદ્ર, પુષ એ બ્રાહ્મણ અશ્લેષા એ ક્ષત્રી અને મઘાએ વૈશ્ય પૂર્વાફાલ્ગુન એ શુદ્ર, ઉતરાફાલ્ગુન એ બ્રાહ્મણ એ અનુક્રમે ગણવું.
જે નક્ષત્રમાં વસ્તુ ગઇ હોય તે નક્ષત્રનો વર્ણ ઉપર કહ્યા પ્રમાણે શોધી કાઢવો. જો બ્રાહ્મણમાં ગઇ હોય તો પૂર્વે તે વસ્તુ ગઇ છે ક્ષત્રી વર્ણમાં ગઈ હોય તો દક્ષિણે તે વસ્તુ ગઈ છે. વૈશ્ય વર્ણમાં ગઇ હોય તો પશ્ચિમ દિશાએ તે વસ્તુ ગઇ છે. શુદ્ર વર્ણમાં ગઇ હોય તો ઉતર દિશાએ તે વસ્તુ ગઇ છે. એમ જાણવું. બ્રાહ્મણ વર્ણમાં ગઇ હોય તો જલદીથી જડે ક્ષત્રી વર્ણમાં ગઈ હોય તો ત્રણ દિવસમાં જડે, વૈશ્ય વર્ણમાં ગઇ હોય તો બે માસે જડે ( કેટલાકમાં એક માસે જડે એમ કહેલું છે.) શુદ્ર વર્ણમાં ગઇ હોય તો બીલકુલ જડે નહિ.

શુદ્ર એમ પુનઃ ગણો, કૃતિકા સુધી જાય;
પૂર્વ દક્ષિણ અનુક્રમે ઉંચ, વર્ણથી દિશાય;
જે વર્ણમાં ગઇ વળી, તે દિશ વસ્તુ જાય.
બ્રાહ્મણે શોધથી જડે, ક્ષત્રીયેત્રણ દિન:
વૈશ્યે બે માસે મળે, શુદ્રે ન મળે મીન.
વખતતણું તો લગ્ન ગણી, મેષે બ્રાહ્મણ સાર ૧
વરખે તો ક્ષત્રી હરે, મિથુન મકર વૈશ ધાર.
કર્કે શુદ્ર પુત્રી સિંહમાં, કુળ સ્ત્રી તે કન્યાય;
ભ્રાત પુત્ર તુલે હરે, વૃશ્ચિકે પિત્રાય.
સ્ત્રી હરે તે ધન છે, કુંભે ઉંદર જાણ;
મીને તે પૃથ્વી પડી, એમ સમજો સુજાણ.

## તેહ સંકદોષ.

### દોહરા.

* મેષ સિંહ ને ધનતો, અગ્નિ ધારો યાર,
વૃષભ કન્યા મકરતો, પૃથ્વીનાં નિરધાર.

---

૧ ચોરાયેલી વસ્તુ કોણે ચોરી છે એવો કોઇ પ્રશ્ન પુછે તો તે વખતની ઘડી પ્રમાણે લગ્ન શોધી કાઢવું. તે લગ્ન ઉપરથી કહ્યા પ્રમાણે વિચારવું. ઉદા. વૃશ્ચિક લગ્ન હોય તો પિત્રાઇએ ચોરીછે. વૃષભ લગ્ન હોય તો કોઈ ક્ષત્રી જાતે ચોરી છે. એ પ્રમાણે વિચારવું.

* મેષ સિંહને ધન [illegible] લગ્ન ગણાય. એ ત્રણાણ દરેક રાશિનું ગણવું, વેર વિનાનાં વરકન્યા હોય તો લગ્ન કરવું. વેરવાળાં હોયતો લગ્ન કરવું નહિ.

મિથુન તુલા કુંભતો, વાયુતણાં ગણાય;
કર્ક વૃશ્ચિક મીનતો, પાણી તણાં ભણાય.

અગ્નિ પાણી વેર છે, અગ્નિ વાયુ જ સાર;
સામા સામી ગોઠતું, કરો લગ્ન નિરધાર.

### દોહરા.

+ કેન્દ્ર ગુરૂ જો હોય તો, દોષ હરેછે સર્વંશ;
લગ્ને શુક્ર હોય તો, હરેછે હજાર દશ.

લગ્ને જો બુધ હોય તો, હરે દોષ હજાર,
મ વિ ર્વં તે, કરો લગ્ન ચાર.

---

+ જન્મ કુંડળીમાં ૧, ૪, ૭, ૧૦ મા સ્થાનમાં ગુરૂ હોય તો બધા દોષ હરે છે. પહેલા સ્થાનમાં શુક્ર હોયતો ઘણા દોષ હરે છે. પહેલા સ્થાનમાં બુધ હોય તો હજાર દોષ હરે છે.



# પ્રકરણ ૫ મું

## બાર મેઘનાં નામ.

### ચોપાઇ.

* પંદરસો શકથી કરી બાદ, શેષે એક વધારો પાદ;
ભાગો બારથી ધરી ચંત, શેષ ચાહ રાખોની ખંત.

એક બે શેષ અનુક્રમ ધાર, તક્ષક, કંબુલજ નિરધાર,
સુતરાંશુ, હેમમાળી સાર. જલેંદ્ર વજ્ર દંષ્ટ્ર જયાર.

વિષપદ, સુબોધા છે માન, નંદશાળ, કંન્યદજ જાણ,
પ્રથુશ્રવા, વાસુકી શુન્ય, બાર મેઘનાં નામ છે મુન્ય.

---

* જે શક ચાલતો હોય તેમાંથી પંદરસો બાદ કરવા શેષમાં એક ઉમેરવો તેને બારથી ભાગવા એક શેષ વધે તો તક્ષક નામનો મેઘ બે વધે તો કંબુલજ, ત્રણ વધે તો સુતરાંશુ ચારે હેમમાળી પાંચે જલેંદ્ર છએ વજ્રદંષ્ટ, સાતે વિષપદ, આઠે સુબોધા, નવે નંદશાળી, દશે કંન્યદ, અગીઆરે પ્રથુશ્રવા અને શુન્ય આવે તો વાસુકી નામનો મેઘ જાણવો. ઉદઃ શાકે ૧૮૩૨માં કયો મેઘ હશે ? ૧૮૩૨માંથી ૧૫૦૦ બાદ કર્યા તો ૩૩૨ આવ્યા તેમાં એક વધાર્યો ને બારથી ભાગીએ તો નવ શેષ વધ્યા માટે નંદશાળી નામનો એ સાલમા મેઘ છે.

## મહાન નક્ષત્રના વાહનની સમજ.

### દોહરા.

* બેઠે નક્ષત્રથી ગણો, તે દિન નક્ષત્ર હોય;
નવ વડે તે ભાગવું શેષ વધે તે જોય.

ભૂ[1] અશ્વ દ્વિ શિયાળ છે, [3]ત્રિમેડક, મેઢુ વેદ,[4],
તત્વ[5] મોર ભેંસજ ખટે, સાતે ઉંદર નિર્વેદ.

આઠે તે વળી ખરનું, શુન્યે માતંગ હોય;
એ રીતે નક્ષત્ર તણાં, વાહન તે વળી જોય.

---

* મહાન નક્ષત્ર જે દિવસે બેસતું હોય તે દિવસે તે વખતે જે દિન નક્ષત્ર હોય ત્યાંસુધી મહાન નક્ષત્રથી ગણવું જેટલા અંક આવે તેને નવથી ભાગવા. ભાગતાં એક શેષ વધે તો મહાન નક્ષત્રનું વાહન અશ્વની છે, બે વધે તો શિયાળીનું, ત્રણ વધે તો દેડકાનુ ચારે ઘેટાનું, પાંચે મોરનું, છ એ ભેંસનું, સાતે ઉંદરનું, આઠે ગધેડાનું ને શુન્ય વધે તો હાથીનું વાહન છે. એમ જાણવું એ રીતે વર્ષાદ જોવામાં મૃગશર નક્ષત્રથી ઘણુંખરૂં નક્ષત્રોનાં વાહનો જોવાય છે. ઉદા: સં. ૧૯૬૫માં આદ્રા નક્ષત્રનું શાનું વાહન હશે? એ નક્ષત્રનું બેઠું તે દિવશે તે વખતે અશ્લેષા દિન નક્ષત્ર હતું માટે આદ્રાથી અશ્લેષા સુધી ગણતા ચાર આવ્યા નવે ભાગતાં ભાગ જતો નથી, માટે ચાર શેષ છે તેથી ઘેટાનું વાહન હતું. યાદ રાખવું કે મહાન નક્ષત્ર બેસે તે દિવસે તે વખતે જે નક્ષત્ર છે.

## નક્ષત્રની જાતિ.

### દોહરા.

* અશ્વતીથી સ્વાતિ સુધી, વિશાખા જેષ્ઠ જાણ,
મૂળથી મૃગશર સુધી સ્ત્રી, નપુંસક નર જાણ.

## મહાન નક્ષત્ર સંયોગીયુ છે કે નહિ તે વિષે.

### દોહરા.

નક્ષત્ર બદલાય જે દિને, અને વળી જે ખાસ; ×
જેજે જાતનાં હોય તે, કરો તેની તપાસ.
સ્ત્રીન પુરૂષમાં થાય છે, દ્વિ પુરૂષેન થાય;
સ્ત્રીનપુંસકે કમીપડે, દ્વિ સ્ત્રીએ છાયા. ૧

---

* અશ્વની, ભરણી, કૃતિકા, રોહિણી, મૃગશર, આર્દ્રા પુનર્વસુ પુષ અશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુન, ઉતરા ફાલ્ગુન, હસ્ત, ચિત્રાને સ્વાતિ એ નક્ષત્રો સ્ત્રી જાતિનાં ગણાય છે વિશાખા, અનુરાધાને જયેષ્ઠા એ નપુંષક જાતિનાં છે. મૂળ, પૂર્વાષાઢા, ઉતરાષાઢા, શ્રવણ ધનીષ્ટા, શતતારા. પૂર્વા ભાદ્રાપદ; ઉત્રરાભાદ્રપદને રેવતી એ ન જાતિનાં છે.

× મહાનનક્ષત્ર

૧ મહાન નક્ષત્રની જાતિ જોવી અને તે દિવસે જે નક્ષત્ર હોય તેની જાતિ જોવી એકની સ્ત્રીને એકની નર જાતિ આવે તો વાહન સંયોગીયું છે. એમાં વરસાદ સારો થાય છે. એક સ્ત્રી જાતિ ને એક નપુંસક હોયતો થોડો વરસે, બંને સ્ત્રી જાતિનાં હોય તો વાદળની છાયા રહેને બંને પુરૂષ જાતિનાં હોયતો વરસાદ ન વરશે. ઉદા: સં. ૧૯૬૫માં આર્દ્રા નક્ષત્રનો યોગ કેવો છે. આર્દ્રા એ સ્ત્રી જાતિનું છે તેદિવસે અશ્લેષા નક્ષત્ર હતું તે પણ સ્ત્રી જાતીનું છે. બંને સ્ત્રી જાતિના છે માટે વાદળની છાયા વિશેષ રહે.

## મહાન નક્ષત્ર જે લગ્નમાં બેસે તે ઉપરથી જોવાનું.

* નક્ષત્ર તણા તે લગનને, બમણા ધારની યાર;
ત્રણ કાઢી ભાગ સાતથી, શેષ ફળ તે ધાર.
એક ચારે દુર્ભિક્ષને, બે તત્વે શુભ થાય;
ત્રણ છ એતો સમ છે, શુન્યે શુન્ય તે થાય.

## વરસાદ જોવાનું.

### દોહરા.

દેવ ઉઠી અગીઆરસે, વાદળ છાયા હોય;
આષાડે વૃષ્ટિ થાય છે, સંદેહ નહિ કોય.
માગશર શુદી આઠમે, વીજળી જો દેખાય,
શ્રાવણે વૃષ્ટિ પડે. ધારો મનનીમાંય.
પોશ દશમ તે વદની, વર્ષાદ જો વળી થાય;
ભાદરવે અગ્નિકાજ પડે, એવો છે મહીમાય.
માઘ સાતમને દિને, જ્યેષ્ઠે મૂળ નિરધાર ×
વર્ષાદ વરશે જો કદી, વરસજ ઉતમ યાર.

* મહાન નક્ષત્ર જે વખતે બેસતુ હોય તે વખતે કયું લગ્ન છે. તે જોવું. તે લગ્નના અંકને બમણા કરવા તેમાંથી ત્રણ બાદ કરવા, અને તેને સાતથી ભાગવા જો એક ચાર શેષ વધેતો વરસાદ ન વરશે, બે ને પાંચ શેષ વધેતો સારો વરશે. ત્રણ ને છ શેષ વધેતો વરસાદ મધ્યમ વરશે ને શેષ ન વધેતો તે નક્ષત્રમાં વરસાદ સારો થાય નહિ ( વરશે નહિ ) એમ જાણવું

× મઘ માસની સાતમો દિવસે વરસે અથવા જેઠ મહિનામાં મૂળ નક્ષત્રને દિવસે વરશેતો વરસ સારૂ આવે.

શ્રાવણ કૃષ્ણ પક્ષની, પાંચમે વર્ષે મેહ;
પાણીતો પુષ્કળ પડે, અંન થાય નિસ:દેહ.

અસાડ શુદી પુનમ ઉપરથી જોવાનુ.

અસાડ શુદી પુનમે, પૂર્વાષાઢે સુકાળ,
ઉત્તરાષાઢે તૃણ નહિ, મૂળે ધારો દુકાળ.

બ્રહસ્પતિ જે રાશિનો હોય તેનું ફળ

દોહરા.

મેષ રાશિનો બ્રહસ્પતિ. જે વરસે તે થાય;
મનુષ્ય સુખ સુકાળને, વર્ષાદ સારો થાય.
ગુરૂ હોય જો વૃષભના, વર્ષાદ ઓછો થાય;
પ્રજા પીડા પામે ઘણી, કલેશ ટંટા જણાય.
ગુરૂ જાય મિથુનમાં, વર્ષાદ નવ તે થાય;
પીડા વેર થાયે ઘણાં, પ્રજા દુઃખી સદાય
કર્ક સ્થાનમાં બ્રહસ્પતિ. વર્ષાદ બહુ તે થાય,
અન્ન મોંઘું થાય અને, દેશ ભંગ જણાય.
ગુરૂ સિંહમાં જાયતો, વર્ષાદ સારો થાય,
પ્રજા સુખી રહે વળી, સુકાળ તે ગણાય.
ગુરૂ હોય કન્યા તણો, રોગ પીડા તે થાય,
ધાન્ય બહુ પાકે વળી, અનાજ સસ્તુ વેચાય.
તુલા રાશિના ગુરૂ થકી, દુખ અતિ દે ગાય,

ખેતી નાશ તે થાય છે, શાસ્ત્રો એમ જણાય.
વૃશ્ચિકે ગુરૂ હોય તો, રાજ ચોર ભય થાય;
દુર્ભિક્ષ તે ગણાય છે, કરો ઉપાયજ થાય.
ધન તણા તો ગુરૂ વિષે. ખેતી સારી હોય;
વર્ષાદ સારો થાયને, રસ તે મોંઘો હોય.
મકરે ગુરૂ હોય તો, પડે વળીજ દુકાળ;
પશુ નાશ તે થાય છે, કુડો આવે કાળ.
કુંભ વિષે ગુરૂ જાય તો, ધાતુ મોંઘી થાય;
વખત નબળો હોય ને, દુઃખો તેમ જણાય.
મીન તણા તે ગુરૂ વિષે, દક્ષિણ દેશ દુકાળ;
અન્ય દેશ દુઃખ જ નહિ, સર્વત્ર હોય સુકાળ.
ઉપર પ્રમાણે ગુરૂ તણો રાશિ દશા છે જાણ;
બુદ્ધિ પ્રમાણે વર્ણવી, શાસ્ત્ર તણું પ્રમાણ.

## બાર સંક્રાંતિએ વર્ષાદ આવે તેનું ફળ.

### દોહરા.

કારતક માગશર માસમાં, સૂર્ય સંક્રાંતિ હોય; *
વર્ષાદ તે દિને પડે, મધ્યમ વર્ષાદ જોય.
પોષ માસની સંક્રાંતિએ, વર્ષા જો કદી થાય;
વર્ષાદ સારો થાયને, પ્રજા સુખી સદાય.

---

* એ માસોમાં જે દિવસે સૂર્ય બદલાતો હોય તે દિવસે વર્ષાદ થાય તો ચોમાસામાં, મધ્યમ વર્ષાદ પડે એ પ્રમાણે દરેક માસને માટે સમજવું.

ચૈત્ર વૈશાખ જેઠને, ફાગણ વળી ચાર;
સંક્રાંતિએ વર્ષાદ હતો, વર્ષાદ સારો ધાર.
અષાડની સંક્રાંતિએ, વર્ષાદ જો કદી થાય;
પ્રજા દુઃખી થાયે ઘણી, મધ્યમ વર્ષાદ ભાય.
+ શ્રાવણની સંક્રાંતિએ, પ્રજા સુખ ગણાય;
ભાદરવે રોગજ વધે, અશ્વિને સુખ થાય.
જે સંક્રાંતિ વર્ષાદ હતો, ફળ જાણોની ધાર;
શાસ્ત્ર તપાશીને કહયું, સંદેહ નહિ લગાર.

---

એ માસની સંક્રાંતિએ વર્ષાદ થાય ત્યારે એમ જાણવું.



## રોહિણી ચક્ર.

| | | | | |
|---|---|---|---|---|
| સંધિ. ઉ. ભા પૂ ભા. શૃંગ સંધિ. રાત. | તટ રે | સિંધુ. અશ્વની ભરણી. | તટ કૃ | સંધિ. રોહિણી. શૃંગ મૃ. સંધિ. આ. |
| તટ ધનિષ્ઠા. | | | | તટ પુનર્વસુ |
| સિંધુ. અભીજીત, શ્રવણ. | | રોહીણી ચક્ર વરસાદ જોવા સારૂ. | | સિંધુ. પુષ. અશ્લેષા. |
| તટ, ઉતરાષાઢા. | | | | તટ, મઘા. |
| સંધિ. પૂર્વાષાઢા. ૪૦ ૪ંગ સંધિ. જ્યે. | તટ અ | સિંધુ. સ્વાતિ, વિશાખ. | તટ ચિ | સંધિ. પૂ. ફા. શૃંગ. ઉફા સંધિ હસ્ત. |

### દોહરા

* મેષ સંક્રાંતિ નક્ષત્રને, અશ્વની સ્થાને ધાર;
પછી રોહિણી ક્યાં પડે, તે જોના હે યાર.

---

* મેષનાં સૂર્ય જે નક્ષત્રે થાય તે નક્ષત્ર અશ્વનીની જગ્યાએ મૂકી બીજાં નક્ષત્ર અનુક્રમે મૂકવાં. રોહિણી જે જગ્યાએ પડે તેવે વરસાદ થાય.

સમુદ્રમાં અધિક જ પડે, શ્રૃંગતમાં થોડી થાય,
સંધિમાં પડે ન પડે, તટમાં જોઇતી થાય.

---

૧ સમુદ્રમાં રોહિણી પડે તો વરસાદ સારો થાય, એ પ્રમાણે જોવું. શ્રૃંગમાં પડે તો થોડો થાય, સંધિમાં થાય કે ન થાય, તટમાં જોઇતો થાય.



P. P. R.

# પ્રકરણ છઠું.

## મૂર્તીઓની સમજ.

| પંદર મુર્તિનાંનક્ષત્ર. | ત્રીશ મુ. ન. | | પીશતાળીશ મુ.ન. |
|---|---|---|---|
| ભરણી. | અશ્વની. | મૂળ. | રોહિણી. |
| આર્દ્રા. | પુષ. | પૂર્વાષાઢા. | પુનર્વસુ. |
| અશ્લેષા. | મઘા. | શ્રવણ. | વિશાખા. |
| શતતારા. | પૂ ફાલ્ગુન. | ધનીષ્ઠા. | ઉ. ફાલ્ગુન. |
| જયેષ્ઠા. | હસ્ત. | પૂ. ભાદ્રપદ. | ઉ.ષાઢા. |
| રેવતી. | અનુરાધા. | રેવતી. | ઉ. ભાદ્રપદ. |

### દોહરા.

* સૂર્યસંક્રાંતિ દિનનું, નક્ષત્ર જે વળી હોય;
તે પ્રમાણે મૂર્તિઓ, જાણો જરૂર જોય.
પંદરે ભાવજ વધે, ત્રીશે મધ્યમ સાર,
પીશતાળીશે ઘટે, વળી સંદેહ નહિ લગાર.

---

* સૂર્ય જે દિવસે એક રાશિમાંથી બીજી રાશિમાં જતો હોય દિવસ કયું નક્ષત્ર છે તે જોવું. તે નક્ષત્ર ઉપલા કોઠામાં જોવું. જે મૂર્તિઓમાં તે નક્ષત્ર હોય તેટલામી મૂર્તિ છે એમ જાણવું. ઉદા- સં- ૧૯૬૫ ના આશો માસમાં કેટલી મૂર્તિ છે? એ માસમાં સંક્રાંતિને દિવસે સ્વાતિ નક્ષત્ર હતુ. તે તપાસતાં પંદર મૂર્તિના કોઠામાં છે માટે આશો માસમાં પંદર મૂર્તિ છે એમ જાણવું.

| ઉભાકરણુ. | બેઠાકરણુ. | સુતાકરણુ. |
|---|---|---|
| કિંસ્તુઘ્ન. | ગર. વીસ્ટી | તૈતિલ. |
| શકુની. | બવ. વણીક | નાગ. |
| કોલવ. | બાલવ. | ચતુષ્પાદ. |

દોહરા.

સૂર્ય સંક્રાંતિ વખત તો, જે કર્ણુ વળી હોય;
ઉભે બેઠે જાણુવું, સુતે વળીજ જોય.
ઉભે કરણુ ભાવજ વધે, બેઠે રહે છે સ્થિર;
સુતે સસ્તુ વેચાય છે સૂણુજો તમે ધીર.

આધિક માસ કયો આવશે તે જાણુવાની રીત.

સોળસેં છાસઠ શક થકી, બાદ કરીને ધાર;
ઓગણીશે તે ભાગતાં શેષ યાદ કર સાર.
ત્રણુ શેષે ચૈત્રજ છે, રૂદ્ર[૧૧] વૈશાખ માસ.
વસુ[૮] એ જેઠ માસ છે, સોળે અખાડ માસ.
પાંચે શ્રાવણુ માસ છે, તેરે ભાદ્રપદ માસ;
બે શેષે આસો વળી, અધિક માસનો વાસ.

---

* સૂર્ય સંક્રાંતિ બદલાય તે વખતે જે કરણુ તે કોઠામાં જોવું એટલે સુતે, બેઠે કે ઉભે કરણુ મૂતિઓ છે તે જણુાશે.

† ચાલતા શકમાંથી સોળસેં છાસઠ બાદ કરવા બાકીના શેષને ઓગણીશથી ભાગવા ભાગતાં ત્રણુ શેષ રહે તો ચૈત્ર માસ આવે છે એ પ્રમાણે જાણુવું ઉપર લખેલા શેષ વધે તો અધિક માસ આવે છે બીજા શેષો વધે તો અધિક માસ આવતો નથી.

## માણુસ માંદુ થાય તે કયારે મટશે તે નક્ષત્ર ઉપરથી જોવાનું.

### દોહરા.

જે દિને માંદુ થાય તે, તે દિન નક્ષત્ર હોય;
કયારે તે સાજું થશે, કોઠામાં તે જોય.

### ચોપાઇ.

× સરખા ચાર કરીને ભાગ, માંદે થયું છે કયે ભાગ;
દિન તણા તો ભાગ નિહાળ, શુન્યમાં અશુભ થાયે ભાળ.

| નક્ષત્રનાં નામ. | પે. ભા દિ. | બી. ભા. દિ. | ત્રી. ભા. દિ. | ચો. ભા. દિ. |
|---|---|---|---|---|
| અશ્વની | ૯ | ૦ | ૨૩ | ૨૧ |
| ભરણી | ૦ | ૧૪ | ૫ | ૨૧ |
| કૃતિકા | ૧૦ | ૨૧ | ૭ | ૨૧ |
| રોહિણી | ૨૫ | ૯ | ૧૧ | ૩૦ |
| મૃગશર | ૩ | ૭ | ૨૮ | ૭ |
| આર્દ્રા | ૦ | ૮ | ૦ | ૧ |
| પુનર્વસુ | ૭ | ૨૧ | ૨૦ | ૨૦ |

× જે નક્ષત્રમાં માણુસ માંદુ થાય છે તે નક્ષત્રના ચાર સરખા ભાગ કરવા તેમાં કયા ભાગમાં માણુસ માંદુ થયું છે તે જોવું. ભાગ ઉપરથી કેટલે દિવસે સારૂ થશે તે કોઠામાં જોવાથી જણાશે, ઉદાં કોઇ માણુસ પુનર્વસુ નક્ષત્રના ત્રીજા ભાગમાં માંદુ થયું છે તે કય રે સાજું થશે? કોઠામાં જોતાં ત્રીજા ભાગના પુનર્વસુના ૨૦ દિવસ છે માટે વીશ દિવસે સાજું થશે.

| | | | | |
|---|---|---|---|---|
| પુષ | ૮ | ૨૧ | ૨ | ૨૭ |
| અશ્લેષા | ૦ | ૦ | ૦ | ૨૦ |
| મઘા | ૮ | ૧૨ | ૨૭ | ૨૦ |
| પૂ. ફાલ્ગુન | ૧૫ | ૧૭ | ૧૭ | ૧૪ |
| ઉ. ફાલ્ગુન | ૦ | ૭ | ૪૦ | ૧૪ |
| હસ્ત | ૧૫ | ૭ | ૧૭ | ૪ |
| ચિત્રા | ૧૫ | ૧૨ | ૧૨ | ૪૦ |
| સ્વાતિ | ૧૫ | ૮ | ૧૮ | ૧ |
| વિશાખા | ૬ | ૦ | ૧૭ | ૧૦ |
| અનુરાધા | ૬ | ૧૫ | ૧૭ | ૨૦ |
| જયેષ્ઠા | ૧૫ | ૪૫ | ૧૨ | ૧૦ |
| મૂળ | ૧૦ | ૬ | ૨૫ | ૧૨ |
| પૂર્વાષાઢા | ૨૦ | ૨૭ | ૨૦ | ૧૫ |
| ઉતરાષાઢા | ૨૭ | ૧૭ | ૧૫ | ૬૫ |
| શ્રવણ | ૦ | ૦ | ૦ | ૨૦ |
| ધનિષ્ઠા | ૧૫ | ૪૫ | ૧૨ | ૪૦ |
| સંતતારા | ૧૫ | ૧૦ | ૧૬ | ૪૦ |
| પૂ. ભાદ્રપદ | ૦ | ૧૪ | ૩૦ | ૦ |
| ઉ. ભાદ્રપદ | ૧૫ | ૧૭ | ૧૫ | ૨૨ |
| રેવતી | ૩૧ | ૨૪ | ૫ | ૦ |

## એક માસમાં પાંચવાર આવે તેનું ફળ.

### ચોપાઇ

ભય મોંઘુ અંન રવિ તે પાંચ, ધન ધાન્ય સુખ સોમજ પાંચ,
મંગળે કલેશને બુધ સુખ થાય, ગુરૂથી પશ્ચિમ પીડા થાય.
શુક્રથી સસ્તુ ને સુખ થાય, શની ભય, અન્ન મોંઘું થાય;
પાંચવાર એક માસની માંય ફળ જાણો અંતરની માંય.

## ગ્રહણ ઉપરથી શુભાશુભ ફળ.

### દોહરા.

એક માસે બે ગ્રહતણો, રાજનમાં ભય થાય;
* ગ્રહણ ગ્રસ્ત ને ઉદય તો, અન્ન તે નાશ જ થાય.
ગ્રસ્ત થએલો આથમે, રાજા નાશ જ થાય;
૧ સર્વ ગ્રસ્ત જો હોય તો, દુઃકાળ મ.રકી થાય.

## દીવાળીનું પ્રમાણ.

૨ દીવાળીના દિનમાં, રવિ શની ભોમવાર;
આયુષ્યમાન યોગને, સ્વાતિ હોય નિરધાર.
રાજા નાશ તે થાય છે, પશુ ક્ષય વળી થાય;
યુદ્ધ તે દેશે જાગશે, થવાનું દુઃખ દાય.

* ગ્રહણ થએલો ઉગે તો, ૧ બધો ગ્રસ્ત થએલો ( આખા ગ્રહણ થએલું હોય તે વખતે ) આથમેતો.
૨ દીવાળીના દિવસે આયુષ્ય માનયોગ ને સ્વાતિ નક્ષત્ર હોય, ને વળી, શની, રવી કે મંગળવાર હોય તો એવું ફળ થાય.

### દૈવોત્પાત ફળ.

પવન વિનાં તે ધુળ પડે, મેઘ વિન વિજળી થાય;
રોગ દુઃખ સર્વ થાય છે, દૈવ્યાપતિ કહેવાય.
સૂર્યાસ્ત થયાની પછી, દિશાપિ તરંગ હોય ?
અગ્નિ ભય તે થાય છે, સંદેહ નહિ ધરો કોય;
વેગ અતીશય વાયરી, પ્રચંડ વાયુ વાય,
ચોર ભય તો થાય છે, *દૈવ્યાપતિ કેવાય.

### હોળીને દિવસે પવન ઉપરથી શુભાશુભ જોવાનું.

#### દોહરો.

× પૂર્વ પવન સુખ જ કરે, દક્ષિણ દેશ દુઃખ;
પશ્ચિમ ઉત્તરે શુભ છે, આકાશે રાજ દુઃખ.

#### १ પુજન કરવા માટે દરેક દેવનાં નક્ષત્ર.

અશ્વની અશ્વની કુમારને, ભરણી યમજધાર;
કૃતિકાનો અગ્નિ ગણી, રોહિણી બ્રહ્મા યાર.
મૃગતણો તો ચંદ્રમા, આરૂદ્રા રૂદ્ર જ થાય;
પુનર્વસુ અદિતિ અને, પુષજ બૃહસ્પતિ થાય.
અશ્લેષાનો શેષ છે, મઘા પીતર જણાય;
પૂર્વ ફાલ્ગુન ભગ અને, ઉતર અર્યમા થાય.

* દેવની આકૃતિ.

× પૂર્વ દિશાએ હોળીનો ધુમાડો જાય તો સારો છે એ પ્રમાણે જાણવું. १ દેવનું પૂજન કરવા સારૂ.

હસ્ત તણો તો સૂર્ય, ત્વષ્ટા વળી ચિત્રાય;
વાયુ દેવંસ્વાતિ તણો, ઇંદ્રાગ્નિ વિશાખાય.
મિત્રજ અનુરાધા તણો, જેષ્ઠ જ ઇંદ્ર દેવ;
મૂળ તણોજ રાક્ષસ છે, પૂર્વાષાઢા જળ દેવ.

ઉતરાષાઢા વિશ્વ દેવને, અભીજીત વિધિ ગણાય;
વિષ્ણુ વળી શ્રવણતણા, ધનિષ્ઠા વાસવ થાય.
શતતારાનો વરૂણ છે; અનેક ભાદ્રપાદ;
ઉતંરભાદ્ર અહિબુધ્ન્ય, રેવતી પુષ કરો યાદ.

* પ્રતિષ્ઠા પુજા જે દેવની, કરંવી, હોય જ વીર;
તે તણા નક્ષત્રમાં કરે, ફળ બહુ મળે ધીર.

### વર્ષનો રાજા. મંત્રીને દરેકના સ્વામી જોવા માટે.

### દોહરા.

૧ ચૈત્ર શુદી પ્રતિપદે, હોયે વારજ જેહ;
વર્ષ તણો તો અધિપતિ, એમાં નહિ સંદેહ.

* જે દેવનું ખાસ પુજન કરવું હોય. તે દેવના નક્ષત્રમાં કરવાથી શુભ ફળ જલદીથી મળે છે.

૧ ચૈત્ર શુદ પડવા ને દિવસે જે વાર હોય તે વર્ષનો રાજા ગણાય. ઉદા—એ દિવસે બુધવાર હોય તો વર્ષનો રાજા બુધ છે એમ જાણવું.

* મેષ સંક્રાંતિ વાર જે, વર્ષ તણો પ્રધાન;
વૃષભ સંક્રાંતિ વાર તો, ધનેશ તે તું જાણ.

મિથુન સંક્રાંતિ વારતો, બુધ પતિ તે થાય;
કર્ક સંક્રાંતિ વારતો, અગ્રધાન્યનો થાય.

સિંહ સંક્રાંતિ વારતો, સેનાપતિ તે ધાર;
કન્યા સંક્રાંતિ વારતો, પતિ છત્રનો સાર.

તુલા બેસતાં વાર તો. રસાધિપત્તિ યાર;
ધન સંક્રાંતિ વારનો, ધાન્યેશ થાયે યાર.

મકર બેસતાં વાર જે, ફૂળેશ ધારો સાર;
કુંભ બેસતાં વાર તો, વેપાર તૃણઔષધ ધાર.

૧ આરૂદ્રા બેઠે વાર તો, પતિ મેઘનો થાય;
વૈશાખ સુદ ત્રીજ દિન, સીમાધિપતિ થાય.

૨ અખાડ વદ રોહિણી દિન, જળેશ ધારો યાર;

૩ કારતકે મૂળ વાર તો, કોટવાળ તે ધાર.

---

* મેષના સૂર્ય જે દિવસે થાય તે દિવસે જે વાર હોય તે વરસનો પ્રધાન. એ પ્રમાણે દરેક સંક્રાંતિ માટે સમજવું.

૧ મહાન નક્ષત્ર આરૂદ્રા જે દિવસે બેસે તે વાર.

૨ અષાઢ મહીનામાં દિન નક્ષત્ર રોહિણી હોય તે વાર.

૩ કારતકે દિન નક્ષત્ર મૂળ હોય તે વાર.

## * સંવત્સરનાંનામ.

### દોહરા.

પ્રભવ વિભવ, શુકલને, પ્રમોદ પ્રજા પત્યાય,
અંગિરા, શ્રી મુખ ભાવને, યુવા, ધાતા ઇશ્વરાય.

બહુ ધાન્ય, પ્રમાથી અને, વિક્રમ વૃષ જણાય.
ચિત્ર, સુભાનું, તારણુને, પાર્થિવ, વ્યય બ્રહમાય.

સર્વજીત સર્વધારીને, વિરોધિ વિકૃત ખરાય;
નંદન, વિજય, જયતે, મન્મથદુર્મૂખાય.

હેમલંબી વિલંબીને, વિકારી શર્વરી;
પ્લવ, શુભ, શોભનને, ક્રોધી વિશ્વાસુય.

પરાભવ એ વિષ્ણુના, પ્લવંગ, કીલકાય;
સૌમ્યજ સાધારણને, વિરોધકૃત તે થાય.

પરિધાવી, પ્રમાથીએને, આનંદને રાક્ષસાય;
નલ, પીંગલ, કાલ અને, સિદ્ધાર્થ, રૌદ્રાય.

દુર્મતિ દુંદુભિ અને, રૂધિરોદ્દગારી જાણ;
+ રક્તાક્ષી, ક્રોધ ન ક્ષય તે, રૂદ્ર તણાતો જાણ.

---

* સંવત્સર સાઠ છે. તેમાં વીશ બ્રહમાના, વીશ વિષ્ણુના ને વીશ રૂદ્રના છે. સાઠ વર્ષ પૂરાં થયા પછી પાછા તેના તેજ સંવત્સરો આવે છે. વિક્રમ વર્ષ બેસે છે તે દિવસે સંવત્સર બદલાઇને બીજો બેસે છે. સંવત ૧૯૫૬ માં રૌદ્ર નામનો સંવત્સર રૂદ્રનો બેસે છે.

| અનુ. | બ્રહ્માના સંવત્સર | વિષ્ણુના સંવત્સર | રૂદ્રનાં સંવત્સર |
|---|---|---|---|
| ૧ | પ્રભવ | સર્વજીત | પ્લવં |
| ૨ | વિભવ | સર્વધારી | કીલક |
| ૩ | શુક્લ | વિરોધી | સૌમ્ય |
| ૪ | પ્રમોદ | વિકૃતિ | સાધારણ |
| ૫ | પ્રજાપતિ | ખર | વિરોધકૃત |
| ૬ | અંગીરા | નંદન | પરિધાવી |
| ૭ | શ્રીમુખ | વિજય | પ્રમાદી |
| ૮ | ભાવ | જય | આનંદ |
| ૯ | યુવા | મન્મથ | રાક્ષસ |
| ૧૦ | ધાતા | દુર્મુખ | નલ |
| ૧૧ | ઈશ્વર | હેમલંબી | પીંગલ |
| ૧૨ | બહુધાન્ય | વિલંબી | કાળ |
| ૧૩ | પ્રમાથી | વિકારી | સિદ્ધાર્થી |
| ૧૪ | વિક્રમ | શાર્વરી | રૌદ્ર |
| ૧૫ | વૃષ | પ્લવ | દુર્મતિ |
| ૧૬ | ચિત્રભાનુ | શુભકૃત | દુંદુભી |
| ૧૭ | સુભાનુ | શોભન | રૂધિરોદ્ગારી |
| ૧૮ | તારણ | ક્રોધી | રક્તાક્ષી |
| ૧૯ | પાર્થિવ | વિશ્વાસુ | ક્રોધન |
| ૨૦ | વ્યય | પરાભવ | ક્ષય |

## દિન તથા રાત્રીનું ઘડી પ્રમાણ.

### દોહરા.

* મકર સંક્રાંતિથી ગણો, તીથી સુધી તે માસ;
માસને ત્રણથી ગુણીને, એકાવન તે પાસ.
અર્ધ કરીને ઘડી ગણો, બાકી રહ્યા જે દિન;
ત્રણ ગણી તે પળોજ છે, એજ પ્રમાણે દિન.
કર્ક સંક્રાંતિથી ગણો. ઉપર પ્રમાણે રાત.
ઉતરાયણે દિન માયતો, દક્ષીણાયે માય રાત;

---

* કોઈ પણ તીથીએ દિવસ કેટલી ઘડીનો તથા રાત કેટલી ઘડીની છે તે જાણવું હોય તો મકર સંક્રાંતિ જે દિવસે બેઠી હોય ત્યાંથી ધારેલા દિવસ સુધીના માસ ગણવા માસને ત્રણથી ગુણીને એકાવન ઉમેરવા જે થાય તેના અડધા કરવા જે આવે તે ઘડી જાણવી. માસથી ઉપરના દિન હોય તે ગણવા. તે દિનને ત્રણે ગુ-ણવા. જે આવે તે પલ જાણવી. પળની ઘડી થતી હોય તો ઘડી કરીને ઘડીમાં ઉમેરવી. તે તીથીએ એટલી ઘડી પળનો દિવસ છે. એમ જાણવું. સાઠમાંથી તે બાદ કરતાં બાકી જે રહે તેટલી ઘડી પળની રાત છે એમ જાણવું.

કર્ક સંક્રાંતિ પછીનો દિવસ હોય તો કર્ક સંક્રાંતિથી ગણવું ને ઉપર પ્રમાણે કૃતિ કરવી એટલે તે રાતનું પ્રમાણ આવશે. તે સા-ઠમાંથી બાદ કરતાં દિવસનું પ્રમાણ આવશે.

**કાલહોરાઓ.**

**દોહરા.**

જે દિ વાર જે હોય તે; પહેલી બેસે છેજ;૧
તે વારથી છઠા તણી, બીજી બેસે છેજ.

---

* એક દિવસમાં દરેકવાર એકેક કલાક વખત ભોગવે છે. તે પુરા થયા પછી પાછા અનુક્રમે ભોગવે છે. એમ આખો દિવસ દરેકવાર એકેક કલાક વારા ફરતી ભોગવે છે. તેને હોરા કહે છે એક દિવસમાં ચોવીશ હોરાઓ હોય છે.

૧ જે દિવસે જે વાર હોય તેની હોરા મુંબઇ ટાઇમ પ્રમાણે છ વાગ્યાં પહેલાં દશ મીનીટે બેસે છે (સ્ટા. ટાઇમે ૭ વાગ્યા પહેલાં ૩૯ મીનીટે બેસે છે ) તે એક કલાક રહે છે. પછી ઉતરીને તેનાથી છઠા વારની હોરા બેસે છે. એ પ્રમાણે જાણવું. ઉદા

રવિવારે હોરાઓ કેવી રીતે હોય છે? રવિવારને દિવસે છ વાગતા પહેલાં દશ મિનિટે રવિની હોરા બેસે છે તે એક કલાક પછી ઉતરે છે ત્યાર પછી રવિથી છઠા વારની શુક્રની હોરા બેસે છે તે ઉતર્યા પછી શુક્રથી છઠા વાર બુધ તેની હોરા બેસે છે. તે ઉતર્યા પછી અનુક્રમે સોમ, શની, ગુરૂ મંગળને પછી રવિની હોરાઓ બેસે છે એ પ્રમાણે દિવસ પૂરો થતા સુધી હોરાઓ બેસે છે, એ પ્રમાણે દરેકવારની હોરાઓ માટે સમજવું, સોમ, બુધ, ગુરૂને શુક્રની,હોરાઓ જે વખતે ચાલતી હોય તે વખત સારો છે એમાં શુભ કામનો આરંભ કરવો. મંગળ શની ને રવિની હોરાઓ અશુભ છે.

તે થકી છઠા વારની, ત્રીજી એમ ધાર;
એઠેથી છઠા વારની, અનુક્રમે ધર ધાર;

કલાક એક હોરા રહે, દિવસ ચોવી ધાર;
શુભ હોરાએ આદરો, કામ થાય નિરધાર.

સોમ બુધ ગુરૂ શુક્રની, હોરાઓ છે સાર;
રવિ મંગળ શની તણી, અશુભ જાણો ચાર.



## અભીજીત નક્ષત્ર કયે વખતે હોય છે.

### દોહરા.

* રવિ વીશ સોળ સોમને; અનુક્રમ ઓછી એક,
શુક્ર શની તે બાર છે, આંગળ માપનું નેક.

છાયા પડે જો થડમાં, તે દિને તે ઘડી જાણ,
અભીજીત ઘડી એક રહે, શુભ કામનું પ્રમાણ.

---

* રવિવારે વીશ આંગળ, સોમે સોળ, મંગળે પંદર બુધે ચઉદ, ગુરૂએ તેર ને શુક્ર શનીએ બાર આંગળનો સળીઓ ઉભો ખોસવો. જે વખતે સળીયાની છાયા થડમાં પડે તે વખતે અભીજીત નક્ષત્ર છે એમ જાણવું એમાં શુભ કામ કરે તો ફળ સારૂં મળે ૮.

## મુળ જયેષ્ઠા ને અશ્લેષામાં જન્મ થયો હોય તે વિષે.

### દોહરા.

પ્રથમપાદ પિતા હરે, બીજે માતા શુળ;
ત્રીજે પાદે ધન હરે, ચોથે સુખ છે મૂળ.
જયેષ્ઠ પાદ પ્રથમ તો, અશુભ છે નિરધાર;
બાકીના ત્રણ શુભ છે, સંદેહ નહિ લગાર.
અશ્લેષા પાદ શુભ છે, બીજે ધનનો નાશ;
ત્રીજે જન્મે માતા હરે, ચોથે પિતા નાશ.

### પ્રસુતા દોષ.

### ચોપાઈ.

ભેંસ માથે ભાદરવે ગાય, શ્રાવણે ઘોડી પ્રસવજ થાય;
+ પ્રથમ જ પોષે સ્ત્રી પ્રસુતાય, પુન્ય કીધાથી દોષ જ જાય.
શ્રાવ થકી તજવા દિન ચાર, પંચ થકી એકી નીરધાર;
સોમ ગુરૂ ને શુક્ર માંય, રૂતુ દેવાથી પુત્રજ થાય.

---

* મૂળ નક્ષત્રના ચાર ભાગ કરવા તેમાં પહેલા ભાગમાં બાળક જન્મે તો પિતાનો નાશ થાય બીજા ભાગમાં જન્મે તો માતાનો નાશ થાય. ત્રીજે ધનનો નાશ થાય ને ચોથે ભાગે જન્મે તો શુભછે. એ પ્રમાણે જયેષ્ઠા તથા અશ્લેષામાં જન્મે તે શુભ છે કે અશુભતે કલા પ્રમાણે જોવું.

+ પહેલેખોળે પોષ મહિનામાં બાળક જન્મે તો દોષ ગણાય છે.

## પ્રકરણ ૧ લું.

### દિવસનો વખત જાણવાનું.

**દોહરા.**

છાયા પગલાંથી ભરી, વળી મેલવી છોય,
એકસો એકવીશને, ભાગતાં ઘડી જોય.
ચઢતે તો તે દીન ચઢયો, ઉતરતાં બાકી દિન,
શેષની તો પળ કરી, વિચારો આમીન. *

### રાત્રિનો વખત જાણવાનું.

જાણવું હોયે જે ઘડી, માથે નક્ષત્ર જેહ, ૧
સૂર્ય નક્ષત્રથી ગણો, કેટલામું છે તેહ.

---

* વખત જોવો હોય તે વખતે પોતાની છાયા પગલાંથી ભરવીને ૭ ઉમેરવા. તે વડે એકસોએકવીશને ભાગવા, જે આવે તે ઘડી છે. ઉદા. છાયા ચાર પગલાં થઇ તેમાં ૭ ઉમેર્યાં તો ૧૧ થયા એ વડે એકસોએકવીશે ભાગ્યા તો બાર ભાજ્ય આવ્યા તે એક શેષ વધ્યો તેની પળ કરીને ભાગ્યા તો ૭પળ આવી મધ્યાન્હ પહેલાં-ની છાયા હોય તો એટલો દીવશ ચઢયો ને પછીની હોયતો એટલો દિવશ બાકી છે એમ સમજવું બાર ઘડીને ૭પળ જવાબ છે.

૧ રાત્રીએ જયારે વખત જોવો હોય તે વખતે માથે કયું નક્ષત્ર છે તે જોવું. તે દિવસે સૂર્ય જે નક્ષત્રનો હોય ત્યાંથી માથે નક્ષત્ર જે હોય ત્યાં સુધી ગણવું જે આવે તેને સાતે ભાગવા. શેષને બમણા કરીને બે બાદ કરવા જે આવે તે ઘડી જાણવી. મધ્યરાત્રી પહેલાંનો વખત [illegible] એટલી રાત્રીવિતી છે. મધ્ય પછીનો વખત હોયતો [illegible] રાત્રી બાકી છે એમ જાણવું.

સાત વડે તે ભાગતાં, શેષજ ભમણુંધાર;
બે તેમાંથી કાઢતાં, બાકી ઘડી તે ચાર,
પ્રથમ રાત્રે વીતિવળી, ઘડી આવીજ જેહ,
પાછલી રાતે બાકી છે, નહિ એમાં સંદેહ.

એક દિવસમાં કઈ રાશિનું લગ્ન કેટલી ઘડી ભોગવે છે.

### દોહરા.

પહેલી છેલ્લી ત્રણ ઘડી, બીજી અગીયારને ચાર,
ત્રીજી દશમી પાંચ ઘડી બાકીની ખટ ધાર. *

કયે વખતે કયું લગ્ન છે તે જોવાની રીત.

### ચોપાઇ.

વખત પ્રમાણે ઘડી વિચારી, સૂર્ય રાશિ મનમાંહે ધારી,
ત્યાંથી રાશિ તણી ઘડી ગણો, રાશિ આવે તે લગનજ ભણો. ૧

---

* મેષને મીન ૩ ઘડી, વૃષભને કુંભ ૪, મીથુનને મકર ૫, કર્કને સિંહ. કન્યા, તુલા, વૃશ્ચિકને ધન એ દરેક ૭ ઘડી ભોગવેછે. વળી કેટલેક ઠેકાણે મીન મેષ ૩-૪૫ વૃષભ કુંભ ૪-૧૬ મિથુન મકર ૫-૫ કર્કને ધન ૫-૪૧ કન્યા તુલા ૫-૩૧ સિંહને વૃશ્ચિક ૫-૪૨ પળ છે.

૧ જે રાશિના સૂર્ય હોય તે લગ્ન સૂર્યોદયે હોય છે. ત્યાંથી દરેક રાશિની ઘડીઓ ગણવી. ગણતાં ધારેલી ઘડીએ જે લગ્ન આવે તે વખતે તે લગ્ન છે. સૂર્ય એક રાશિમાં એક માસ રહે છે માટે તે રાશિમાં સૂર્ય આવ્યા ને કેટલા દિવસ થયા છે ને કેટલા બાકી છે. તે જોવું તે પ્રમાણે તે લગ્નની ઘડી સુર્યોદય પહેલાં કેટલી વીતિ

## જન્માક્ષર કરવાની રીત.

### દોહરા.

* જન્માક્ષર કરવા તણી, રીત કહું છું સાર,
યાદ કરો સૌ પ્રેમથી નકી નરને નાર.
સવત્ સંવત્સર શાકને, અયન રૂતુને માસ;
પક્ષ તિથીને વારની, ઘડીપલ ગોળની ખાસ.

---

ગઈ છે ને કેટલી બાકી છે તેટલી ઘડીથી ગણવું ઉદા—આશો વદ ૧૧ ને રોજ બપોરના સાડાત્રણ વાગ્યા છે તો કયું લગ્ન હશે એ દિવસે સૂર્યોદય ૬ કલાક ને પાંચ મીનિટે છે. સાડાત્રણ વાગ્યા સુધી ઘડીઓ ગણતાં લગભગ ૨૩॥ થઇ. એ માસમાં તુલારાશિનો સૂર્ય છે તે આશો શુદ ૨ ને રોજ થએલો છે. તે આજ સુધી ગણતાં ૨૫ દિવસ થયા તે હિસાબે ગણતાં સૂર્યોદય પહેલાં તુલા લગ્ન પાંચ ઘડી વીતિ ગયું ને એક ઘડી બાકી રહ્યું ત્યાંથી ગણતાં તુલા ૧ ઘડી વૃશ્ચિક ૬ ઘડી, ધન ૬ ઘડી, મકર ૫ ઘડી કુંભ ૪ ઘડી. સુધી ગણતાં ૨૨ ઘડી થઇ. એટલાં વખત સુધીમાં એટલાં લગન વીતી ગયાં છે. સૂર્યોદયથી ૨૨ ઘડી પછી મીન લગ્ન બેઠું તે ૨૫ ઘડી સુધી રહેશે. માટે સાડાત્રણ વાગે મીન લગન છે. એ રીતે બાળકનો જન્મ ગમે તે વખતે થાય તે વખતનું લગ્ન શોધી કાઢવું જન્માક્ષરમાં લગનની ખાસ જરૂર છે.

* બાળક કયા વરસમાં, કયા માસમાં, કયા નક્ષત્રમાં વગેરેમ લખવું ને કેટલી ઘડીએ જન્મ્યું છે ને તે વખતે ગ્રહો કઇ રાશિના હતા તે લખવું તેનું નામ જન્માક્ષર.

ધાત નક્ષત્ર કરણુ તણી, ઘડીપલ લખવી ધાર.
સૂર્યોદયથી ગતઘડી, લખો વળી નીરધાર.
સૂર્યચંદ્ર મંગળ અને, બુધ ગુરૂ ને શુકર;
શની રાહુ કેતુ તણી, રાશિ માંહેજ ધર.
લગ્ન રાશિના અધિપતિ, લખવા ધરી સંભાળ,
દિનરાત જે હોય તે, પ્રમાણુ લખો તત્કાળ;
વિંશો, અષ્ટોત્તરી તણી, મહા દશા જે થાય,
તે દશામાં જન્મેલ છે, લખવું એમજ ભાય
ગોત્ર પિતા ને ગામનું, ગૃહ માતા નિરધાર;
નામ તેનાં લખવા વળી, સંદેહ નહિ લગાર.
નક્ષત્ર ઉપરથી નામને, વર્ણ વર્ગ વળી ગણુ;
જન્માક્ષર લખવા તણી, રીત છે એમજ ભણુ. *
પછી કુંડલી કાઢીને, લગ્ન રાશિ જે અંક ૧

---

* જન્માક્ષરની માંહે એટલી હકીકત લખવી પડે છે.

૧ ૮૫ પાનામાં બતાવ્યા પ્રમાણે કોઇ બાળકનો તે દિવસે સાડાત્રણ વાગે જન્મ થયો હોય તો તેનું જન્મ લગ્ન મીન થયું એમ સમજવું.

તનુ સ્થાનમાં મૂકીને, ધરવા અનુક્રમ અંક
જન્મ વખતે ગ્રહતણી, જે જે રાશિ થાય;
તે તે રાશિએ મુકવા, ગ્રહજાણીને ભાય.
કુંડલી બીજી કાઢીને, ચંદ્રરાશિ જે અંક;
તનુસ્થાનમાં મુકીને, ધરવા અનુક્રમ અંક.
ગ્રહતણી જે રાશિ તે, તે સ્થાનમાં મેલાય;
ચંદ્ર સૂર્ય રાશિતણી, કુંડલી એ તો થાય,



જન્મોક્ષર કરાવીને, રાખો પોતે પાસ;
બાળક પોંચે ઉમ્મરે, પત્રી કરાવો ખાસ. ×
જન્મ વખતે લગ્ન ઉપરથી બૈરાંની વિગત. ૧

ચોપાઇ.

મિથુન સિંહે ધનેજ યાર, બે બૈરાં હોયે તૈયાર.
વૃશ્ચિક, મકર મીનને મેષ, એલગ્ને તો ત્રણ જ શેષ.
કર્ક કુંભમાં જો જન્મ થાય, ચાર બૈરાં વળી દેખાય;
જન્મ વૃષભ કન્યા તુલાય, પાંચજ બૈરાં પાસે જાય.

દોહરા.

૨ સૂય કુંડલી તે વિષે, સૂર્ય જે દિશ હોય;
પ્રસવે દીવો હોય છે, તે બાજૂએ જોય.

---

× બાળપણમાં જન્મોતરી કરાવવી નહિ કારણ કે બાળક પુખ્ત ઉમરે પહોંચ્યા સિવાય અલ્પાયુ ગણાય છે. માટે મોટો થાય ત્યારે જન્મોતરી કરાવવી.

૧ બૈરાંની વિગત જો મળતી આવે તો બાળકના જન્મનું લગ્ન બરાબર છે એમ જાણવું એ લગ્નોમાં જો જન્મ થાય તો કહ્યા પ્રમણે બૈરાં પાસે હોય છે.

૨ પ્રસવ વખતે દીવો કઇ તરફ હતો તે જાણવા માટે કુંડલીમાંના સૂર્યની દિશા જોવી જે [illegible] સૂર્ય હોય તે દિશાએ દીવો હોય છે.

## જન્મ પત્રીમાં આવતી મુખ્ય બાબતો.

### ચોપાઇ.

જન્મપત્રી બનાવવી જેહ, શું શું આવે માંહિ તેહ;
સ્થુળ વર્ણવું ધરીને પ્યાર, ચિત દેઈ ધારોની યાર.

### દોહરા.

જન્મ થયો બાળક તણો, સંવત્સર, અયન ખાસ;
ફળ તેનું જ આલેખવું, ગોલ ફળ તેય ખાસ.
રતુ માસને પક્ષતણું, ફળ લખવું વળી યાર;
તીથિવાર રાતદિનનું, યોગ કરણ નિરધાર
ગણુયોનીને અંશનું, વારાર્યું લગનનું ફળ;
કુંડલીચક્ર ચંદ્રતણું, લખો માંહે તે ફળ.
ચંદ્રફળ તો લખવું, રાશિ આયુષ્ય ફળ.
સૂર્યાદિક ભાવતણી, ચંદ્ર વિધિનું ફળ.
નવગ્રહ બાર ભુવનમાં, જ્યાં પડેલા હોય,
બારભુવનને વર્ણવતાં, જાણી શકે સર્વે કોય.
બાર ભુવને નવ ગ્રહતો. પડેલા હોય યાર;
ફળ તેનું આલેખવું, સંદેહ કાંઇ ન ધાર.
ભુવનેશફળતો બારનું, લગન ફળ વળી બાર;
લગન સ્વામીનું ફળ તો, લખવું માંય નિરધાર,
ષડવર્ગ મૈત્રી કુંડલી, ચક્ર ફળ તેય લખાય.
સુનફા અનફાધારીને, ફળ તે લખવું ભાય.

નવગ્રહ ચક્ર કાઢીને, નવગ્રહનું તે ફળ;
અરિષ્ટ ભંગ રાજયોગને, ગજ ચક્રનું વળી ફળ.
અશ્વ; શતપદ ચક્રજ તણું, કાલાનલ સૂર્ય ચંદ્ર,
ત્રિનાડી યંત્ર કાઢીને ચક્ર જ સર્વે તો ભદ્ર.
ચંદ્રાવસ્થા ચક્ર કાઢીને, રશ્મિ ફળજ લખાય,
અષ્ટ સર્વાષ્ટક વર્ગને, મૈત્રી ચક્ર કઢાય.
મહા દશા તણા ફળને. સંધ્યા પાચક ચક્ર;
અંતરને ઉપ દશા તણું, ફળને લખવાં ચક્ર.
પત્રી જ પૂર્ણ થાય છે, ઉપર તણી બાબત,
વર્ણન પૂરાં હોય તો, કર્ત્તા છે જ જ્ઞાનવત.

સ્ત્રીની કે પુરૂષના જન્માતરી છે તે જાણવા બાબત.

## દોહરા.

સૂર્ય રાહુ મંગળ અને, લગન રાશિના અંક,
મેળવી ત્રણે ભાગતાં, બે શેષે નર અંક. *

---

* જન્મ કુંડલીમાં સૂર્ય રાહુને મંગળ જે રાશિયોમાં હોય તે રાશિઓના અંક તથા જન્મ લગ્ન રાશિના અંકનો સરવાળો કરી ને ત્રણે ભાગવા જો ભાગતાં બે શેષ વધે તો પુરૂષની છે, ને શુન્ય તથા એક શેષ વધે તો સ્ત્રીની જન્મોતરી છે એમ જાણવું.

## જન્મપત્રી વાળો જીવે છે કે મરી ગયો છે તે જોવા માટે.

### ચોપાઇ.

૧ પ્રશ્ન લગનના અંક તે કરી, તનુ આઠના અંક વળી ધરી,
સરવાળો ધારોની સાર, અષ્ટમેશ અંક ધારો યાર.
તે થકી તો ગુણુ કરી, લગ્નેશથી તે ભાગી કરી;
એકી વધે તો જીવે વળી, સુન્યં બેકીએ મુવો વળી.

---

૧ કોઇ પ્રશ્ન પૂછે કે આ જન્મપત્રીવાળો જીવે છે કે મરી ગયો છે. તો તે વખતે જે લગ્ન હોય તે જોવું. તે લગનના અંકમાં કુંડલીમાંના આઠમા સ્થાનમાં જે રાશિના અંક હોય તે તથા પહેલા સ્થાનમાં જે રાશિના અંક હોય તે બધાને ભેગા કરવા, પછી આઠમા સ્થાનમ રાશિનો જે સ્વામી હોય તેના અંકથી ગુણવા તેને પહેલા સ્થાનની રાશિના સ્વામીના અંકથી ભાગવા. ભાગતાં વિષમ શેષ બચે તો પત્રી વાળો જીવે છે, ને શુન્ય તથા સમ શેષે મુવેલો છે. ઉદા કોઇએ પ્રશ્ન પુછયો તે વખતે કર્ક લગન છે. એનો અંક ૪ છે. એમાં ધારો કે કુંડલીમાં આઠમાં સ્થાનનો અંક ૧૦ છે તથા પહેલા સ્થાનનો અંક ૩ છે તે બધાને ભેગા કર્યા તો ૧૭ થયા એને આઠમા સ્થાનના સ્વામી શનીના અંક, ૭થી ગુણ્યા તો ૧૧૯ થયા એને લગ્નેશ બુધના અંક ૪ થી ભાગ્યા તો શેષ ૩ વધ્યા માટે પત્રી વાળો જીવે છે.

## રાશિના અધિપતિઓ.

### દોહરા.

સિંહ તણો તો સૂર્ય છે, ચંદ્ર કર્કનો થાય;
મેષ વૃશ્ચિક મંગળ છે, બુધ મિથુન કન્યાય.
ધનં મીનનો ગુરૂ જ છે, શુક્ર વૃષભ તુલાય;
શની લેખુ મકર કુંભનો; રાશિપાતિ એ થાય *

## કયો ગ્રહ કેટલી મુદત રહે છે.

### ચોપાઈ.

૧ શુક્ર બુધ રવિ માસ એક, મંગળ દોઢ ગુરૂ વર્ષ એક,
શની અઢી રાહુ અઢાર માસ, સવાબે દિનચંદ્ર જ ખાસ.

## જન્મને દીવસે કયો વાર હતો તેની જાણવાની રીત.

### દોહરા.

૨ ચૈત્રી પડવેથી ગણો, જે થાય તે માસ;
દોઢાં તેને કરી વળી, દિન મેળવો ખાસ.

---

* બાર રાશીઓ છે તે દરેકના સ્વામી કહ્યા પ્રમાણે છે.

૧ શુક્ર, બુધ, રવિ એ ત્રણે એક રાશિમાં એક માસ રહે છે.| મંગળ દોઢ માસ ગુરૂ એક વર્ષ (તેર માસ) શની અઢી વર્ષ, રાહુ દોઢવર્ષ ને ચંદ્ર સવા દિવસ રહે છે.

૨ ચૈત્ર શુદ ૧ થી જન્મના માસ સુધી માસ ગણવા તેને દોઢા કરવા તેમાં માસ ગણતાં બાકીના જે દિન આવે તે ઉમેરવ તેને સાતથી ભાગવા, શેષ જે આવે તે યાદ રાખવા. તે સાલનો રાજા હોય તે વારથી શેષ જેટલામો વાર આવે તે વાર જન્મ વાર છે.

સાતથી ભાગી કરી, શેષ તે મન ભાવ,
રાજા તણા તે દીનથી, શેષ જેટલા જાય.

જન્મ વખતે જે નક્ષત્ર હોય તે જાણવાની રીત.

ચોપાઇ.

૧ કારતકથી ગણી લે માસ; દિકરી દિન મેળવ પાસ,
એક વધારી નક્ષત્રે ભાગ, અશ્વનીથી ગણી શેષ લાગ.

જન્મનો યોગ જાણવાની રીત.

૨ પુષથી સૂર્ય નક્ષત્ર ગણો, શ્રવણથી દિન નક્ષત્ર ભણો,
એ એકઠાને નક્ષત્રે ભાગ, વિષ્કંભથી ગણો શેષ લાગ.

---

૧ કારતકથી જન્મના દિન સુધી ગણવું. માસને બમણા કરીને તેમાં ઉપરના દિવસો ઉમેરવા. તેમાં એક ઉમેરીને ૨૭ થી ભાગવો. શેષ આવે તે પાક રાખવા. અશ્વનીથી શેષ જેટલાં નક્ષત્ર ગણવા. જે નક્ષત્ર આવે તે જન્મનું નક્ષત્ર છે.

૨ પુષથી સૂર્યના નક્ષત્ર સુધી ગણવું ને શ્રવણથી તે દિવસના ચંદ્ર નક્ષત્ર સુધી ગણવું. અને તેના અંકાનો સરવાળો કરવો ને ૨૭ થી ભાગવો. ભાગતાં શેષ બચે તેટલામો યોગ વિષ્કંભથી છે એમ જાણવું.

## * વિશોંતરી દશાનાં વર્ષ ને ક્રમ.

### દોહરા.

રવિરસ ચંદ્રદિશને, મંગળ છે વળી સાત.
રાહુ તણું તો અઢાર છે, ગુરૂ સોળજ ભ્રાત.
શની વર્ષ ઓગણીશ છે, બુધ સત્તર ગણાય.
કેતુ સાત શુક્ર વીશ છે, વિંશોત્તરીનાં થાય.

---

### * વિશાંત્તરી દશાનો ક્રમને તેના વર્ષનો કોઠો.

| વર્ષ | ૬ | ૧૦ | ૭ | ૧૮ | ૧૬ | ૧૯ | ૧૭ | ૭ | ૨૦ | ૧૨૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | રાહુ | ગુરૂ | શની | બુધ | કેતુ | શુક્ર | |
| ક્રમ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | |

## ÷અષ્ટોત્તરી દશાનાં વર્ષ ને ક્રમ.

### દોહરા.

રવિ[૬]રસ ચંદ્ર[૧૫]તીથિ છે. મંગળ વર્ષજ આઠ;
બુધ સત્તર શની દશ છે. ઓગણીશ ગુરૂ ઠાઠ.
રાહુ તણાં તો બાર છે, શુક્ર દશા એકવીશ,
અષ્ટોત્તરી તણાં તો એ રીતે, વર્ષો છે કહે ધશ.

### ÷અષ્ટોત્તરી દશાના વર્ષને ક્રમનો કોઠો.

| વર્ષ | ૬ | ૧૫ | ૮ | ૧૭ | ૧૦ | ૧૯ | ૧૨ | ૨૧ | ૧૦૮ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | શનિ | ગુરૂ | રાહુ | શુક્ર | |
| ક્રમ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | |

## વિંશોત્તરી દશા પ્રમાણે જન્મ વખતે શાની મહા દશાછે.

### દોહરા.

* કૃતીકાથી આદ્ય લઇને, ક્રમે ગૃહ મનધાર,
જે નક્ષત્ર જન્મ હોય તે, તે ગ્રહ દશા ધાર.

૧ અષ્ટોત્તર દશા પ્રમાણે શાની મહા દશા છે.

આરૂદ્રાથી તે ગણો, જન્મ થયો જે માંય;
ચાર ત્રણ ચાર ત્રણુ તો, ગણો મૃગશર થાય.
રવિ સોમ મંગળ તણી, બુધ શની દશાય;
ગુરૂ રાહુ શુક્ર તણી, અનુક્રમે દશા થાય.

* જે જે ગ્રહની મહા દશા વિશોંતરી પ્રમાણે જન્મ વખતે બેશે છે તેનાં નક્ષત્ર નો કોઠો

| શુક્ર | કે | બુધ | શની | ગુરૂ | રાહુ | મં | ચંદ્ર | સૂર્ય | ગ્રહ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ષ<br>પૂ.<br>ભ. | મ.<br>મૂ.<br>અ. | અ<br>જ્યે<br>રે | પુ.<br>અનુ<br>ઉ ભા | પુ ન<br>વિ<br>પુ ભા | આ<br>સ્વા<br>શ | ચ<br>મૃ<br>ધ | રો<br>હ<br>શ્રી | કૃ<br>ઉ.ફા<br>ઉ.ષા | નક્ષત્ર |

## * વિશોંત્તરી દશા પ્રમાણે જન્મ વખતે કેટલી દશાવિતી છે

### દોહરા.

જન્મ નક્ષત્ર જોઇને, ઘડી પલ તેની માન;
જન્મ વખતે નક્ષત્ર ઘડી, થઇ તેતો મન આણ.

---

* જે નક્ષત્રે જન્મ થયો હોય તે દિવસે તે નક્ષત્ર જેટલી ઘડી પળ હોય તેને માન કહે છે, પછી જન્મ વખતે તે નક્ષત્રની કેટલીક ઘડી પળ વીતિગઇ છે તે જોવું. પછી ત્રિરાશિની રીતે.

માન : વીતેલી ઘડી :: દશાવર્ષ : જન્મ વખતે વીતેલાં વર્ષ. વીતેલી ઘડી તથા દશાના વર્ષને ગુણાકાર કરી તેને માનની ઘડીએ ભાગવા. જે જવાબ આવે તેટલા વર્ષ જન્મ વખતે મહાદશામાં વીતી ગયા છે. મહાદશાના વર્ષમાંથી ગએલાં વર્ષ બાદ કરતાં બાકી રહે તેટલાં વર્ષ તે દશાનાં બાકી છે પછી જેટલા આ વર્ષની દશા કાઢવી હોય ત્યાં સુધી અનુક્રમે દરેક ગ્રહના વર્ષ ગણીને કાઢવી.

૯૬ મા પાનાની એકડાવાળી ટીકા નીચે મુજબ છે.

| શુક્ર | રાહુ | ગુરૂ | શની | બુધ | મંગળ | ચંદ્ર | સુર્ય | ગ્રહ |
|---|---|---|---|---|---|---|---|---|
| કૃ<br>શે<br>મૂ | ઉભાઃ<br>રે<br>અ<br>ભ<br>કૃ | ધ<br>શ<br>પુ ભા | પુ ષા<br>ઉ ષા<br>અ<br>શ્ર | અનુ<br>જ્યે<br>મૂ | હ<br>ચિ<br>સ્વા<br>વિ | મઘા<br>પુ ફા<br>ઉ ફાં | આ<br>પુન<br>પુ<br>અ | નક્ષત્ર |

માન જેમ દશા વર્ષ છે, નક્ષત્ર ઘડી છે અંત;
જવાબ આવ્યો હોય તે, દશા વર્ષ ગયાં ખંત.
બાકીનાથી ગણી લહો, જ્યાં સુધી ગણવાં હોય.
જે દશાનાં વર્ષ તે, તે તણી દશા જોય.

* અંતર્દશા કાઢવાનું.

દોહરા.

મહા દશાના વર્ષના, મનમાં ધારો માસ,
એકસોવીશ પ્રમાણમાં, ગ્રહના કાઢો માસ.
મહા દશા તણા ગ્રહથી, વ્યતિત માસે જાય,
જે ગ્રહના વળી માસ, તે અંતર્દશા તો થાય,

---

* અંતર દશા કાઢવા માટે મહા દશાના માસ કરવા પછી ૧૨૦ ના પ્રમાણમાં દરેક માસના ગ્રહ કાઢ । જે દિવસે મહા દશા બેઠી હોય ત્યાંથી દરેક દશાના માસ ગણવા જે માસ ચાલતો હોય તે વખતે જેની દશા આવે તેની અંતરદશા છે એમ જાણવું. મહાદશા ગ્રહની પહેલી જ અંતરદશા બેસે છે.

એવીજ રીતે પરતંત્ર દશાને પ્રાણ દશાઓ કાઢી જેની અંત ર્દશા હોય તેનીજ પરતંત્ર દશા પહેલી બેસે છે તેમજ જેના પર- તંત્ર દશા હોય તેજ ગ્રહની પહેલી દશા બેશે છે.

અંતર્દશાના દિન કરો, ઉપર પ્રમાણે કૃતિ કરો.
પરતંત્ર દશાના દિન આવશે, સંદેહ કંઇ નહિ થાવશે.
પરતંત્ર દશાની ઘડી કરો, ઉપર પ્રમાણે કૃતિ કરો.
પ્રાણજ દશા તે આવશે, સંદેહ કાંઇ નહિ થાવશે.

## ગ્રહોના માંહોમાંહે શત્રુ મિત્ર વગેરે.

ગ્રહોનો સંબંધતો, સામાસામી હોય,
શત્રુ મિત્ર સમાન તે, કોઠા માંહે જોય.

| | સૂ. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ | શુક્ર | શની |
|---|---|---|---|---|---|---|---|
| મિત્ર. | ચં. મ ગુ. | સૂ. બુ. | સૂ. ચં ગુ. | સૂ. શુ. | સૂ. ચં. | બુ. શ. | શુ. બુ. |
| સમાન | ચં. મં. ગુ બુ. | મં. ગુ શુ. શ. | શુ. શ. | મં. ગુ. શુ. | શ. | મં. ગુ. | ગુ. |
| શની. | શુ. શ. | | બુ. | ચં. | બુ. શુ | સૂ. ચં. | સૂ. ચં. મં. |

પોતે શત્રુ હોય પણ, પોતાને નહિ હોય,
શુક્ર મગળ શની તણો, ચંદ્ર પણ નહિ કોય

## ગ્રહોની દ્રષ્ટિ.

### દોહરા.

સર્વ ગ્રહ તો જુવે વળી, પોતાથી તે સાત; *
શની ત્રિદશ પૂર્ણ તે, બીજા ચોથો પાદ.
ગુરૂ પંચ નવ પૂર્ણ ને, બીજા તે દ્વિપાદ,
ભોમ ચાર આઠ પૂર્ણને, બીજા જુએ ત્રિપાદ.
એમ ગ્રહ સર્વ જોય છે, ઉપર પ્રમાણે ધાર;
ત્રિખટ રૂદ્રે અશુભ છે, નવ પાંચે વળી સાર.

* સર્વ ગ્રહ પોતાથી સાતમા સ્થાનના ગ્રહોને પૂર્ણ દ્રષ્ટિથી જુવે છે. શની પોતાથી ત્રીજા ને દશમા સ્થાનના ગ્રહને પૂર્ણ દ્રષ્ટિથી જુએ છે ને બીજા ગૃહો પા દ્રષ્ટિથી ( ચોથોભાગ. ) જુવે છે. ગુરૂ પોતાથી પાંચને નવમા. સ્થાનના ગ્રહને પુર્ણ દ્રષ્ટીથી જુવે છે, ને બીજા ગ્રહો અર્ધ દ્રષ્ટીથી જુવે છે. મંગળ પોતાનાથી બીજાને આઠમા સ્થાનના ગ્રહને પુર્ણ દ્રષ્ટીથી જુવે છે ને બીજા ગ્રહો પોણી દ્રષ્ટીથી જુવે છે. ૧, ૬, ૧૧મા સ્થાનના અધિપતી અશુભ

મા સ્થાનના શુભ છે. ક્રૂરગ્રહો હોય તો પણ શુભ છે-

## સ્ત્રી પુરૂષોમાં પહેલું કોણ મરશે તે વિષે.

### ચોપાઇ.

* બે નામના અક્ષર દ્વિગુણી, મેળવ માત્રા ચારજ ગણી;
ત્રણ વડે ભાગીએ ખરે, બે શેષે સ્ત્રી નક્કી મરે.

## ગર્ભવંતી સ્ત્રીને પુત્ર કે પુત્રી જન્મશે એ પ્રશ્નનો ઉતર.

### દોહરો.

તીથીવાર નક્ષત્ર અંકમાં નામાક્ષર ધર યાર;
સાત વડે તે ભાગતાં સમશેષ કન્યા ધાર. ૧

## કોઇપણ પ્રશ્ન પુછનારના ચિન્હ ઉપરથી વિચાર. ૨

### દોહરો.

પશ્ન પુછનારા જન તણી, જેવી સ્થીતી હોય;
ફળ તેનુ વળી વર્ણવું, સંદેહ કરો નહી કોય.

---

* સ્ત્રી પુરૂષના નામના અક્ષરોને બમણા કરી તેમના નામની ચાર ગણી માત્રા મેળવવી ત્રણથી ભાગવા. બે શેષે સ્ત્રી પહેલી મરશે. હ્રસ્વની એક દીર્ઘની બે, પ્લુતની ત્રણ ને વ્યંજનની અરધી માત્રા ગણવી.

૧ જે દીવસે પ્રશ્ન પુછયો તે દીવસના તીથી વાર ને નક્ષત્રના અંકોનો સરવાળો કરવો તેમાં તે બાઇના નામના અક્ષર મેળવવા સાતથી ભાગવા સમશેષે કન્યા ને વિષમ શેષે પુત્ર જનમશે.

૨ કોઇ પ્રશ્ન મુકે તેની સ્થીતી ઉપરથી સુભાસુભ ફળ જાણવાનું.

મસ્તક, મુખ, કાન નેત્રએ, હાથ હોય પુછનાર;
ધન ધાન્ય તો વળી મળે, સંદેહ નહી લગાર.
ડોક, કંઠને ખંધે વળી, લાભ, દુઃખ તે થાય;
બગલ નાભીએ હાથ તો, ભોજના દીક જણાય.
જાંધ, લીંગી કટી હાથતો, પુત્ર પુત્રીજ થાય;
પણ ઘુંટણુ વળી હાથતો, કલેશવાન તે થાય.
કેશ પકડયા હોય હાથથી, મૃત્યુ તે નર થાય;
ફળ પકડયુ હોય હાથ તો, સુભ ચિન્હ ગણાય.
તૃણ અગની ગ્રહેલતો, અસુભ વળી થનાર;
કાષ્ટ માટી વસ્ત્ર ગ્રહે, અહ ભય જાણો પાર.
સુગંધી સુભ પાત્ર તો, શુભ થાય પુછનાર;
ભસ્મ કાષ્ટે બેસીને, પુછતાં હોય અસાર.
પવિત્ર ધામ દેવસ્થાનને, સુભ દિશા સન્મુખ;
પ્રશ્ન પુછતાં સુભ છે, અશુભ ઉલટુ મુખ.



# પ્રકરણ ૨ જું.

## જન્મ કુંડળી ઉપરથી જન્મનાં વર્ષ, માસ, સુદ, તીથી, ઘડી વીગેરે જાણવાનું.

### દોહરો.

× ગુરૂ શની રાહુ તણી, લગ્ન રાશી તું ધાર;
કુંડલી તણા શની થકી, લગ્ન રાશી તદ્દયાર.

× જે વખતે જોવુ હોય તે વખતે શની, ગુરૂ ને રાહુ કઇ રાશિના છે તે જોવુ પછી કુંડલીના શનીથી ચાલતો શની જે રાશીનો હોય ત્યાં સુધી ગણવું એવીજ રીતે ગુરૂનુ રાશી સુધી ગણવું રાહુને અવળા રાહુની રાશી સુધી ગણવો. શનીના જે અંક આવ્યા હોય તેને અઢીએ ગુણવા, રાહુના અંકનેદોઢે ગુણવા ને ગુરૂના અંક તેજ કાયમ રાખવા પછી ત્રણેનો જવાબ તપાસીને અનુમાને વરસ ધારવાં. શની: રાહુ કે ગુરૂની ચાલતી હોય તે કેટલા બાકી છે તે જોઇને બાદ કરવા.

સુર્ય જે રાશીનો હોય તે રાશીનો માસ જન્મ માસ છે મેષ વૈશાખ, સુર્યથી સાત સ્થાન ગણવાં જો ચંદ્ર માંહે આવે તો સુદમાં જન્મ છે ન આવે તો વદમાં જન્મ છે. સુર્યથી ચંદ્ર જેટલામો હોય તેનાથી સવા બે ગણી તીથી જાણવી. સુર્યના લગનથી કુંડલીમાંના જન્મ લગન સુધીની ઘડીઓ દરેક લગનની ગણવી. જે આવે તેટલી ઘડીએ જન્મ છે એમ જાણવુ. સુર્ય લગનની ઘડી જન્મ જે તીથીએ થયો હોય તે પ્રમાણે ઓછી ગણવી જન્મ લગ્નની ઘડીમાં કોઇ પણ ઘડીએ જન્મ છે એ અનુમાને જાણવું.

કુંડલી તણા ગુરૂ થકી, લગ્ન રાશી મન લાવ;
કુંડલી તણા રાહુ થકી, અવળા ગણીને જાવ.
શની અંક અઢીગણા, રાહુ દોઢ ગણાય;
ગુરૂ અંકજ તેટલાં, અનુમાને વર્ષ થાય.
સુર્યની રાશી લહી, રાશી તણો તે માસ;
સાત ગણો સૂર્ય થકી, શશી આવે જો ખાસ.
સુદ પક્ષમાં જન્મ છે, નહિતો વદે છે ય;
તિથી તો વળી જાણવી, ચંદ્રથી સવા બેય.
સુર્ય લગ્ન ઘડી થકી, જન્મજ લગન થાય;
ઘડી જેટલી થાય તે, જન્મ ઘડી કહેવાય.

## કુંડલીના બાર ભુવનનાં નામ.

### ચોપાઇ.

લગન વિલગન વપુ કલ્પ દેહ, આદ્ય અંગ મુર્તી તનુ છેહ;
ઉદય છે વળી એની માંય, પેલા ભુવનના નામજ થાય. ૧
અર્થ ધન નેત્ર ને દ્વિ હોય, કોશ સ્વં વળી છે જોય;
કુટુંબ છે વળી એની માંય, બીજા ભુવનનાં નામજ થાય ૨
વિક્રમ પ્રાક્રમ ભ્રાતૃ જેહ, દુશ્ચિકય સોદર સહોદર તેહ;
ત્રીજા ભુવનનાં એ છે નામ, સત્ય માનો તમે તમામ. ૩

અંબા અંબુક હિબુકને યાન, માતા બાંધવ સૌખ્ય જાણ;
પાતાલ સુ-હૃત ગૃહને નીર, તુર્ય વળી ચોથાનાં વીર. ૪
મતિ પ્રતીભા પાંચજ ધાર, વાણી વિદ્યા મનમાં ધાર;
સુત છે વળી એની માંય, પાંચમા તણાં તો નામજ હોય ૫
રીપુથી તને વળી જે રોગ, દોષ છિદ્રને છોનો ભોગ.
છઠા ભુવન તણા એ નામ, દીલમાં વિચારો તમામ. ૬
અસ્ત્રી જામીત્ર કામજ સાર, યોષિત સપ્તમ જાયાધાર;
માર્ગ સ્મર દયુનજ જોય, સાતમા ભુવનનાં નામજ હોય, ૭
મતી મૃત્યુને યામ્યજ હોય, અષ્ટ આયુ પરાભવ જોય:
સંકટ લય વળી રંધ્ર સાથ, આઠ તણાં એ નામજ હોય. ૮
ધર્મ તપને ભાગ્યજો હોય, પુન્ય ગુરૂ ગૃહને વળી જોય;
સુભને નવજ એનાં નામ, નવમા સ્થાન તણાં એ નામ ૯
વ્યોમ વ્યાપાર માનને તાત; રાજ્ય આજ્ઞા શાસનજ જાત;
કર્મ રવ આસ્પદને મધ્ય, મેષુરણ દશનાં છે સદય ૧૦
ઉપાંત્ય, અંતિમ આગમ થાય, ભવ, પ્રાપ્તી લાભજ ભાય;
પ્રાંત્યને રૂદ્ર જો વળી હોય, અગીઆરમાનાં નામજ જોય ૧૧
દ્વાદશ વ્યયને અંત્ય હોય, રિફ, તો વળી એમાં જોય;
બારમા ભુવનનાં એ છે નામ, કહ્યું સત્ય તે માનો તમામ. ૧૨

## દોહરા.

નામ આપ્યા ઉપર વળી, બીજાં પર્યાય તે ધાર;
ભુવન તણાં તો નામ છે, સંદેહ નહી લગાર.

બુધ ગુરૂ શુક્ર ગ્રહ વળી, * સ્વક્ષેત્રે તે હોય;
૧ લગ્નેશ ચંદ્ર બલીષ્ઠ તો, સાઠ વર્ષનો જોય.

લગ્ન દશ આઠજ તણા, સ્વામી જે વળી હોય;
લાભ કેન્દ્ર ત્રિકોણમાં, દીર્ઘાયુ તે જોય.

૨ પાપ ગ્રહ તે ક્રૂર વળી, બે ત્રણ ચારે હોય;
આપો ક્લિમ ત્રી બારમે, મધ્યમાલ્પાયુ જોય.

## ચોપાઈ.

૩ આઠમા તણોતો સ્વામી જેહ, ભાગ્ય ભુવને બારમો તેહ;
ફળ આપે તેતો અશુભ, લગ્ન પતિ થાયે તો શુભ.

૪ મારક સ્થાન તે બેને સાત, તેમાં ગુરૂ શુક્ર સાક્ષાત.
વળી કેન્દ્રના અધિપતિ થાય, નકી જીવતો લેતા જાય.

---

* જે રાશિના અધિપતિ હોય તે રાશિના અંકવાળા સ્થાનમાં.

૧ પહેલા સ્થાનનો અધિપતિ; ૨ પાપ ગ્રહ ક્રૂર આપક્લિમને સ્વસ્થાનોમાં ૩ આઠમા સ્થાનની ।।નોતો સ્વામી ભાગ્ય અને નવમ' ભુવનથી બારમો હોયતો અશુભ છે. લગ્નમાં પડેલો હોયતો શુભ છે.

૪ બીજુ ને સાતમુ સ્થાન મારક ગણાય છે.

પહેલું તન બીજું ધન છે, ત્રીજુ સહોદર જાણ;
ચાર મીત્ર પંચ પુત્ર છે, છઠુ રિપુ પ્રમાણ.
સાત સ્ત્રી આઠ આયુ છે, નવ ભાગ્ય છે ધાર;
દશ માન રૂદ્ર લાભ છે, વ્યય ધારોની બાર.

## કુંડલીના ભુવનનાં વીશેષ નામ.

### દોહરા.

એક ચાર સાત દશનુ, કેન્દ્ર એવું નામ; *
નવને તત્વ તે સ્થાનનું, ત્રિકોણ વળી છે નામ.
રૂદ્ર તત્વને નવ તણું, ફર છે દિસે ધાર;
ત્રણ છને વળી બારનુ, આપો કિલમ છે સાર.
છો આઠ અને બારનુ, ત્રિક એવુ છે નામ.
સ્થાન તણાં તો નામ છે, ઉપર પ્રમાણે તમામ.

## કુંડલીમાંના ગૃહ ઉપરથી ઉમ્મર આયુષ્યનો વિચાર

### દોહરા.

૧ લગ્ન પતી કેન્દ્ર વિષે, સુભ ગ્રહ દ્રષ્ટી હોય;
દીર્ઘાયુતે થાય છે, સંદેહ નહિ વળી કોય.

---

* ત્રિકોણ, દર, કેન્દ્ર વગેરે નામ આપ્યાં હોય ત્યાં કુડલીનાં એ સ્થાન સમજવાં ૧ પહેલા સ્થાનની રાશીનો ધણી.

## દેહનું દુઃખ જોવાનું.

* લગ્ન સ્થાનાધિપતિ, પાપ ગ્રહજ સંબંધ;
છ આઠ બાર હોયતો, દેહે દુઃખ સંબંધ.
છ આઠને બારના, સ્વસ્થાનમાં અધીશ.
લગ્ને ક્રુર ન હોયતો, દેહે દુઃખ ધારીશ.

### ભાંડુંનું સુખ જોવાનું.

૧ બંધુ સ્થાનનો ઇશતો, સ્વગૃહે વળી હોય;
ત્રીજાનો માલીકતો, કેન્દ્ર વિષેજ હોય.
શુભ ગૃહ ગુરૂ સાથ તો, બંધુનું સુખ જાણ.
૨ પાપ ગૃહ ગુરૂ યુકતતો, બંધુ સુખ નહીં જાણ.
૩ ત્રીજા સ્થાનનો અધિપતિ, મંગળ વળી જો હોય;
છ, આઠ, બાર સ્થાનમાં, બંધુન કોય હોય.

* પહેલા સ્થાનનો અધિપતિ છ, આઠ ને બારમા સ્થાનમાં હોય ને પાપ ગ્રહનો સંબંધ હોય તે દુઃખ થાય જે સ્થાનમાં હોય તે સ્થાનના પતિ સાથે મિત્ર કે શત્રુ કે સમાનનો સંબંધ હોય તેને સંબંધ કહે છે.

૧ સહોદર સ્થાનનો માલીક તેજ સ્થાનમાં હોય તો.
૨ મંગળ, સૂર્ય, શની એ પાપગૃહ ગણાય છે. બીજા સૌમ્ય છે.
૩ ત્રીજાનો માલીક મંગળ. છ, આઠ ને બારમા સ્થાને હોયતો

## વિદ્યા જોવાનું.

* વિદ્યા સ્થાનનો અધિપતિ, ત્રીકે યુકત ગુરૂ બુધ;
ત્રિકે કેન્દ્ર છ બારને, આઠે હોય અબુધ-

## કેટલી સ્ત્રી થશે તે જોવાનું.

ચોપાઈ:

૧ રૂષિસ્થાને હોય જે ગૃહ, સાત તણો જે સ્વામી ગૃહ;
દ્રષ્ટિ સાતમા સ્થળની જેહ. પુરૂષને સ્ત્રી થાય તેહ.

## કેટલી સ્રીઓ નાશ પામશે તે જોવાનું.

કેન્દ્ર ત્રિકોણે શુભ ગૃહ હોય; તે ગૃહસ્ત્રીકારકતો જોય;
બુધ ગુરૂ શુક્ર ચંદ્ર સાતે હોય, વળી દ્રષ્ટિ જો એમની હોય ૨

---

* વિદ્યાનો અધિપતિ ત્રિકમં ગુરૂ બુધની સાથે અથવા ત્રિક-કેન્દ્ર, છ, બાર, ને આઠમા સ્થાનમાં હોયતો બુદ્ધિહીન થાય.

૧ સાતમા સ્થાનમાં જેટલા ગૃહ હોય તે તથા તે સ્થાનનો સ્વામી જ્યાં હોય ત્યાં જેટલા ગૃહની સાતમા સ્થાનથી દ્રષ્ટિ પ ડતી હોય તેટલી સ્ત્રી થાય-

૨ એ ગ્રહોની દ્રષ્ટિ સાતમા સ્થાનમાં હોય.

યોગ પ્રમાણે સ્ત્રી તે ધાર, સપ્ત મેશ સ્વભાવે યાર; *
૧ ધનેશ સપ્ત મેશ સ્થાને હોય, પુરૂષ વિવાહ નકી જોય.
સાત બેના ઇશ શુક્ર સાથ, ક્રૂર ગ્રહની જો દ્રષ્ટિ હાથ;
અને વળી જો ત્રિકે હોય, તેટલી સ્ત્રીનો નાશજ જોય;

## સંતાન જોવાનું.

૨ લગ્ને સૂર્યને સાતે શની હોય, વળી સૂર્ય શની સાતે જોય;
ગુરૂ દ્રષ્ટિ વિન ચંદ્ર દસે, દ્વિયોગે સંતાન ન થશે.
સૂર્ય શની તનુ પતિ જેહ છઠ્ઠા સ્થાને પડેલા તેહ;
ચંદ્ર દશમાં બુદ્ધ દ્રષ્ટિ વિન, ત્રીજો યોગ ધારો આમીન.
મંગળ શની હોય છઠે ભાવ, અથવા જો વળી ચોથે ભાવ.
આ યોગવળી ચોથો ધાર, ચાર યોગ સંતાન નહિ યાર.

---

*સાતમા સ્થાનના ઇશના સ્વભાવ વાળી.

૧ પહેલાનોને સાતમા ભાવનો ધણી પોતે પોતાના સ્થાનમાં હોય.

૨ પહેલામાં સૂર્યને સાતમામાં શની આ એક, સૂર્યને શની બંને સાથે હોય, ને ગુરૂની દ્રષ્ટિ વિના ચંદ્ર દશમાં હોય આ બીજો સૂર્ય શની ને પહેલાનોપતિ છઠ્ઠા સ્થાનમાં હોય ને બુધની દ્રષ્ટિ વિના ચંદ્ર દશમા સ્થાનમાં હોય આ ત્રીજો મંગળને શની છઠ્ઠા અથવા ચોથા ભાગમાં હોય આ ચોથો. આ ચારે યોગે સંતાન થાય નહિ.

## આબરૂ જોવાનું.

તન્વાધિ પતિ સ્વક્ષેત્રે હોય, બુધ ગુરૂ શુક્ર યુક્તજ હોય;
કેન્દ્ર મિત્ર શુભ ક્ષેત્રમાં હોય, શુભ ગ્રહ દ્રષ્ટિથી જોય.
પુન્યવાનને સુંદર દેહ, સર્વ સંપત્તિવાનજ તેહ;
જ્ઞાનીને માને સર્વ કોય, રૂપે આબરૂએ વળી જોય.

## રાજયોગ.

### દોહરા.

નવ દશ તણાતો સ્વામીઓ, પરસ્પર સ્થાને હોય;
સ્થાન[૨] અને રાશિ[૩] વિષે. રાજયોગ તે જોય. *
૧ દશમ સ્થાન સંબંધનો, નવ પાંચ કોઇ હોય,
રાજયોગ છે તેહનો, સંદેહ નહિ કાંઇ હોય;
પેલાંને દશમા તણી, સ્વામી જે વળી હોય,
અન્યો અન્ય રહેલતો, રાજયોગ છે જોય.

---

* નવને દશમા ભાવના સ્વામીઓ પરપસ્પર સ્થાનમાં હોયતો રાજયોગ છે. અથવા બંને એક સ્થાને હોય તોપણુ અને પોતાની રાશિમાં હોય તોપણુ રાજયોગ છે. ૧ દશમા ભાગના સ્વામીનો સંબંધ.

## ચોપાઇ.

કેન્દ્ર ત્રિકોણના સ્વામી જેહ, પરસ્પર સંબંધ[1] રાખે તેહ,
બીજા ત્રિકોણના સ્વામી સાથ; સંબંધ[2] હોય જો ખરો હાથ,
કેન્દ્રને ત્રિકોણની માંય, રાહુને કેતુ જો હોય;
સ્વામી સાથે સંબંધ[3] હોય. ત્રણથી રાજયોગજ જોય.
નવ દશના સ્વામી વળીયાર, આઠ અગીયારમાં નિરધાર,
અને જો સંબંધીજ હોય, અશુભ ફળ તે યોગનું જોય.

## યોગનું ફળ ક્યારે મળે.

## દોહરો.

યોગ કર્ત્તા ગ્રહની દશા, યોગફળ મળે સાર, *
અંતરદશા શુભ ગ્રહની, ગમે તેય મોઝાર.
પાપ ગ્રહ જે હોય, તે સંબંધ વાળા જેહ.
અંત ર્દશા પોતા તણી, શુભ ફળ આપે તેહ.

* જેહ ગૃહ યોગ કર્ત્તા હોય તેની દશા અથવા અંત ર્દશામાં ફળ મળે છે અથવા ગ્રહની અંત ર્દશામાં ફળ મળે છે સંબંધવાળા પાપ ગૃહો પોતાની અંતર્દશામાં ફળ આપે છે.

મારકની અંતર્દશા મધે, રાજયોગ જો હોય;
પૂર્ણ સુખ નહિ આપશે, ખ્યાતિ પ્રસરે જોય.

શુભગ્રહની દશા મધ્યે, અંતર્દશા વળી હોય;
રાજયોગ પ્રારંભ તો, શુભ ફળ દે છે જોય.
સંબંધવાળા ગ્રહની અંતર્દશા માપ થાય.
યોગ ફળ તે દેય છે, રાહુ કેતુ જ્યાં જાય.

## આયુષ્ય જોવાનું.

આયુતણાં તો સ્થાન છે, ત્રણ અને આઠ જાણ;
મારક તણાં તો સ્થાન છે, બેસી તેય પ્રમાણ.

બીજું સ્થાન મારકતણું, છે વિશેષ બળવાન;
એ સ્થાનમાં જે ગ્રહ તો, તે દશા હાનિ જાણ.

સ્થાનના રાશિપતિ, વળી પાપ ગ્રહ રહેલ;
પાપ ગ્રહ દશાની મધે, મૃત્યુ બારમે રહેલ. *

---

* બીજા સ્થાનમા જે ગ્રહ હોય તેની દશામાં મૃત્યુ થાય. એ સ્થાનના જે રાશિ પતિ હોય ને જો પાપ ગ્રહ હોય તો પાપ ગ્રહની દશામાં અથવા બારમા સ્થાનના રાશિપતિની દશામાં મૃત્યુ થાય.

બારમા સાથે સંબંધ તો, પાપ ગ્રહ તણો જોય;
શુભ ગ્રહ દશા મધ્યે, આપતા સ્વામી દેહ.
મારક ગ્રહ દશા વિષે, ન થાય મૃત્યુ જાણ,
પાપ ગ્રહની દશા મધ્યે, દશનાથથી મોત જાણ.
મારક સાથે સંબંધ તો, શની તણો જો હોય;
સર્વ ગ્રહો ઉલંઘીને, શની મારક તે જોય.
મારકમાં જો બુધ તો, દોષ ઓછો ગણાય;
ચંદ્ર જો વળી હોય તો, તેથી ઓછો થાય.
આઠ તણા સ્વામી વળી, સૂર્ય ચંદ્ર જો હોય;
ભાગ્ય ભુવનથી બારમા, શુભ ફળ દે છે જોય.

## દોહરા.

પાપગૃહ સ્વાધિપતિ, સંબંધ વિનાજ શુભ,
સંબંધ વાળા શુભ છે, [illegible] [illegible] [illegible].
સંબંધવિનાના ગ્રહ જો, [illegible] છે [illegible]
[illegible] [illegible] તો [illegible] છે, [illegible] નહિ [illegible]

મારક સાથે સંબંધ તો, શુભ ગૃહ ન મારે સાર;
પાપગૃહ ન સંબંધ તો, જરૂર મારે સાર.

શુક્ર શની પોતા તણું શુભા શુભ ફળ દેહ;
એક બીજાની દશા મગે, દે છે નહિ સંદેહ.

પોતાની વિદશા મધે, ગૃહ ફળ તે નવ દેય;
સંબંધી ફળદાયી સરખાં, અંતર્દશા મધ્ય હેય;

વિરૂદ્ધ ફળ દેનારની, અંતર્દશા જો હોય;
ગૃહ ફળ તો વળી દેય છે, શુભાશુભ જે હોય,

કેન્દ્ર ગૃહનું ફળ તો, ત્રિકોણ અંતર * હોય,
ત્રિકોણ તણું જ ફળ તો, કેન્દ્ર અંતરે જોય.

એનો સંબંધ ન હોય તો, દશાજ દુખદાયક;
સંબંધ વળી હોય તો, છે સુખદાયક.

## ચોપાઈ.

દશમાનો સ્વામી જો ભોમ, નવ પાંચનો ધણી ભોમ;
તો તે છે શુભ ફળ દેનાર, કેવળ દશામાં સુખ અગાર.

* અંતર્દશા.

રાહુ કેતુ જે સ્થાને હોય, અને જે સ્વામી સાથે હોય;
પ્રબળતાથી ફળ તેવું દેય; એમ જ્યોતિષ શાસ્ત્ર જ કેય.
કેન્દ્રત્રિકોણના અધિપતિ જેહ, પરસ્પર સંબંધ હોયે તેહ,
શુભ ફળ તો તે છે દેનાર, એમાં સંદેહ નહીં લગાર.
કેન્દ્રત્રિકોણ અધિપતિ માંય, દોષ જો દેખાય જ કાંય.
પણ જો સંબંધે બળવાન, શુભ ફળ દે છે તે તો જાણ

## દોહરા.

સૌમ્ય ગૃહ કેન્દ્રવિષે, અશુભ ફળ દેનાર;
ક્રૂર ગૃહ જો હોય તો ઉત્તરોત્તર ફળ સાર. *
દ્વિ ને બારમા સ્થાનમાં, સાહચર્ય ૧ ફળ દેય.
વળી સ્થાનાંતરતણું ૨ ગુણ રૂપ ફળ દેય.

---

* પહેલા કરતા ચોથામાં હોય તે બળવાન, તેથી સાતમામાં બળવાન ને તેથી દશમામાં ક્રૂર હોય તો તે વિશેષ બળવાન છે.

૧ જે ગ્રહ સાથે રહેલા હોય તેને સાહચર્ય કહે છે.

૨ જે સ્થાનમાં રહેલા હોય તે સ્થાન જેવો સબંધ હોય તેના જેવું મિત્રના ઘરમાં હોય તો મિત્ર તરફથી ને શત્રુના ઘરમાં હોય તો શત્રુ તરફથી ફળ આપે છે.

સ્વક્ષેત્ર ચતુર્થાધિપતિ, શુભગ્રહ યુકત હોય;
ભાગ્યેશથી પણ યુકતનો, દીવાન તે વળી જોય.
ચતુર્થેશ સ્વક્ષેત્રમાં, લગ્ને શ્રયુકતજ હોય;
એક એક કાંઇ મળશે, મિત્રની પ્રીતિ હોય.

## નઠારા ગૃહ હોય તે વિષે.

### ચોપાઇ.

લગ્ન સ્થાનમાં જો ખળ હોય રવિ ચંદ્ર ક્રૂર સાતે કે
રવિ ચંદ્રથી સાતે મંગળ હોય, પૃષ્ટથી બુધનો ઉદય જોય.

## કુંડળીના બાર ભુવનમાં ગ્રહો હોય તેનું સામાન્ય વર્ણન

### ૧લુ તનુભુવન.

### દોહરા.

સૂર્ય મંગળ અને શની, તનુ સ્થાનમાં હોય;
વ્યાધી રિપુ કલેશને, ધન વિનાનો જોય.

ગુરૂ ચંદ્ર બુધ શુક્રને, રાહુ તનુ એ હોય;
પ્રમાદ. પ્રતીષ્ઠા હોયને, સુખ ધન વળી જોય.

## ૨ જુ ધનભુવન.

સુર્ય મંગળ અને શની, ધન સ્થાને દેખાય;
દરિદ્રપણુ તે ભોગવે, ધંન પાસે નવ થાય.
શશી સુક્ર રાહુ બુધને, ગુરૂ હોય ધનધામ;
સુખ પરમ તે પામશે, ધન વધે ખર્ચે દામ.

## ૩ જુ સહોદર.

રવી શની મંગળ વળી, સહોદરે જો હોય:
કાંઇ સુખતો હોય નહી, પ્રીતી ન કરે કોય.
બુધ શુક્ર ગુરૂને શની, રાહુ સહોદર હોય;
સુખ સંતતી હોય ઘણી, દીવ્ય દેહ તે જોય.

## ૪ થુ મિત્ર.

સુર્ય શની મંગળ વળી, હોય મિત્ર તે સ્થાન.
વ્યથા જન્મ વ્યાધી અને ન મળે ધન કે ધાન.

બુધ ગુરૂ શુક્ર અને, ચંદ્ર મિત્ર તે તાન;
બુદ્ધિ સુખ મિત્ર ઘણાં, રાજદ્વાર બહુ માન.

## ૫ મું પુત્ર.

રવિ બુધ મંગળ અને, શની પુત્રજ ભુવન;
પ્રજા તો વળી થાય નહિં, થાયે પામે પતન.
ચંદ્ર ગુરૂ ને શુક્ર તો. જો હોયે પુત્ર કર્મ;
પ્રજા પૂર્ણ ને આબરૂ, સુખાનંદનું ધામ.

## ૬ ઠું શત્રુ.

ચંદ્ર બુધ ગુરૂ અને, શુક્ર શત્રુ એ હોય;
શત્રુ થાયે અનેકધા, વ્યાધિ એ મોત જોય.
રવિ મંગળ રાહુ શની, શત્રુ સ્થાને પડેલ;
અરિનાશ તે થાય છે. સર્પ સરખો રહેલ.

## ૭ મું સ્ત્રી.

મંગળ શનીને સર્યે તો, સ્ત્રી ભુવનમાં હોય;
સ્વરૂપ ગુણુને સ્નેહ નહિ, મુત સમાન તે જોય.

ચંદ્ર બુધ ગુરૂ અને, શુક્ર તેય સ્ત્રી ધામ;
સ્વરૂપ ગુણુ ચતુરને, સર્વ સુખનું ઠામ.

## ૮ મું આયુષ્ય.

શની બુધ મંગલ અને, રાહુ આયુ ધામ;
વ્યાધિ દુઃખને વેર વધે, ક્ષીણુ બળ અને હામ.
સૂર્ય ચંદ્ર ગુરૂ અને, શુક્ર આયુષ્ય ઠામ;
તેજવાન તે થાય છે, રૂપ તણું તો ધામ.

## ૯ મું ભાગ્ય.

રવિ મંગળ રાહુ અને, શની ભાગ્ય તે સ્થાન.
દુઃખ તે સર્વ વાતનું, ન મળે ધન કે ધાન.
ચંદ્ર બુધ ગુરૂ અને, શુક્ર ભાગ્યમાં જોય;
ધર્મી કર્મી સપુતને, પ્રતાપ આબરૂ હોય.

## ૧૦ મું માન. ( નૃપ )

શની સૂર્ય રાહુ જો હોય નૃપ તે સ્થાન;
તાત સુખ તે નવ રહે, રાજદ્વારે નહિ માન.

ચંદ્ર બુધ મંગળ અને, ગુરૂ શુક્ર રાજદ્વાર;
ટેકવાન તે થાય છે, માન વળી રાજદ્વાર.

## ૧૧ મું લાભ.

રવિ મંગળ રાહુ અને, ગુરૂ વળી લાભ સ્થાન;
ઉદ્યંદ તે કરે ઘણી, ધન ખુએ નાદાન.
સોમ બુધ શની અને, શુક્ર લાભ તે સ્થાન;
ત્યાંએ લક્ષ્મી તોય પણ, વધે અતીશે માન.

## ૧૨ મું વ્યય.

વ્યયે વ્યોમચર જો વસે, થાગે દુઃખ અથાગ;
અંગે શોક રહે સદા, ધન જવાનો જ લાગ.
શુભ ગ્રહ જો હોય તો, વ્યયસ્થાનના માંય;
લાભ આપે અનેકધા, દુઃખ નહિ વળી કાંય.

## ચોપાઇ.

ભુવન કુંડલી તણું જેહ, સામાન્ય કથ્યાં માનો તેહ.
વિશેષ કહગો જે વિસ્તાર, ધ્યાન ધરી ધરો ની પાર.

## સ્ત્રીની જન્મોતરીના બાર ભુવનનું વર્ણન.

### ૧ લું.

#### દોહરા.

તનુએ મંગળ નેં રવિ, રાંડે તે નિરધાર;
શશીએ નાશ થાય છે, શની દુઃખ નિરધાર.
રાહુએ બાળ તેં મરે, બુધ ગુરૂ શુક્ર સાર,
પતિવ્રતા તે થાય છે, સંદેહ નહિ લગાર.

### ૨ જું.

મંગળ રાહુ સૂર્ય શની. ધનેં છે દુઃખદાય;
શશીએ રૂપ પુત્ર વતી, ગુરૂ પતી પ્રિય થાય.
શુક્રે સુખી થાય છે; બુધ રૂપ પ્રિય બોલ;
ધન ભુવનમાં મેળ તોં, ઉપર પ્રમાણે તોલ.

### ૩ જું.

સૂર્ય શની સહોદર વળી, ગુણવાન તે થાય;
શુક્ર મંગળ હોય વળી, દોષવાન તે થાય.

બુધ શશીએ થાય છે, ધન અને ગુણવાન;
રાહુ સહોદર હોય તો, પતિની પ્રીતિવાન.

૪ થું.

ભોમ સૂર્ય દરિદ્રિ થાય, ભોમે સંતતિ અલ્પ જ થાય;
શની શશી એ છે દુઃખદાય, સુત વિનાની રાહુ એ મનાય.
બુધ ગુરૂ શુક્રે અતિસુખ નવ આવે કોઈ જાતનું દુઃખ;
ગુણ રૂપવાન તેજ મનાય, મિત્ર ભુવને એમ જણાય.

૫ મું.

સુતે રવિ મંગળ દેખાય, પ્રજા ન થાય નાશજ થાય;
શનીએ રોગ રાહુ એ ઘાત, ચંદ્રે પ્રજા થાય સાક્ષાત.
બુધે મીઠું બોલે નાર, ગુરૂએ પ્રજા વળી થનાર;
શુક્ર એ પ્રજા સારી થાય, પ્રજા ભુવનનો એ મહિમાય.

૬ ઠું.

રપુએ રવિ રાહુ ગુરૂ ભોમ, શની રૂપ સ્વચ્છંદનું જોમ;
બુધે તો તે ક્લેશજ વાન, ચંદ્ર હોયે વિધવા માન.

શુક્રે દારિદ્ર દુઃખ સદાય, અનંગ બહુ જણાયે કાય;
કરે દુષ્ટ તેજ વ્યભિચાર, કુડાં કર્મ કરે નિરધાર.

૭ મું.

સ્ત્રી ભુવને જો ગુરૂ હોય, ભત્ર બંધન વળી થાયે જોય;
સ્ત્રી રોગી ચંદ્રે પરદેશ, મંગળે વિધવા થાય હમેશ.
શુક્ર પોતે નાશજ થાય, શનીએ પતી નાશજ થાય;
સુર્ય થકી તો ધનનો નાશ, સ્ત્રી ભુવનનો એ છે કયાસ.

૮મું.

મૃત્યુએ જો સુર્ય હોય, નકી પતીનો નાશજ જોય;
ચંદ્ર વિયોગ શની પૂત્રવાન, મંગળ રાહુએ રોગવાન.
બુધે નીતી ન મળે કાંય, ગુરૂ શુક્ર જો હોયે માંય,
મનમાં રાખે ઘણોજ રોષ, અંત સુધી ન મુકે રોષ.

૯મું.

નવમે સ્ત્રી વળી દેખાય, સ્વધર્મ વાળી તે સ્ત્રી થાય;
સોમે સંતતીવાનજ થાય, ભોમે સુખ બહુજ મનાય.

બુધ ગુરૂ એ બે છે સાર, શુક્રે સુંદર વેશ નીરધાર;
શની રાહુ જો ભાગ્યે જાય, તે સ્ત્રી નક્કી વંઝા થાય.

૧૦મું.

દશમ સ્થાને રવી શની હોય, પાપવાળી તે સ્ત્રીને જોય;
ચંદ્ર મંગળ જો એમાં હોય, મૃત્યુ વ્યભીચારીણી જોય.
રાહુએ પતી મૃત્યુ થાય, બુધ ગુરૂ પતી પ્રિય ગણાય;
શુક્ર કર્મ સ્થાને વળી જાય, કામ વ્યાપેજ થોડા કાય.

૧૧મું.

લાભે સુર્ય પુત્રનું સુખ, શની ભોમ વ્યાધી ભય દુઃખ;
સોમે ધન રાહુ સૌભાગ્ય, શુક્ર ગુરૂએ ગુણુને ભાગ્ય.
બુધ જો લાભ સ્થાને હોય, શુભ મતી તો તેની હોય;
લામ સ્થાન તો એમ જોવાય, નકી કાંઇ શંશય નહિ

૧૨મું.

વ્યય ભુવને ભોમજ હોય, વંઝા વ્યભીચારિણી જોય;
બુધે પુત્ર લાભ ગણુંય, ગુરૂએ ધર્મ ધૈર્ય જણાય.

શુક્ર પતી પ્રિય તે તો થાય, રાહુએ વ્યભીચારીણી થાય;
રવીએ અર્ચ શનીએ ક્લેશ, ચન્દ્રે પતી દશા ઉલ્લેશ.

## ચોપાઈ.

ગુરૂ અચ્યુતાનંદજી ખાસ, જ્ઞાન લીધું છે એમની પાસ,
ગુરૂ જ્ઞાન લહ્યો મહીમાય, ગ્રંથ રચ્યો એમની કૃપાય.

## દોહરા.

સ્ત્રી પત્રી વર્ણનજ કર્યું, સામાન્ય વળી ધાર;
ભુવન બાર તમે ગણી, ધારો મનમાં વીર.

## દોહરા.

શ્રી માન સજ્જન સર્વેને, હોય ગમે તે જાત;
પુસ્તક મુક્યું સમક્ષ તે, વાંચો હેતે ભ્રાત,
મધપાણી ભેગાં મળ્યાં, પય પીએ છે હંસ,
સાર તેમ ગ્રહણ કરશો, ધરજો રીત તે હંસ.

સમુદ્ર મધ્યે પક્ષી વળી, કરે જેમ તે પાન;
એમ જ્યોતિષ શાસ્ત્રનું, લીધું છે મેં જ્ઞાન.

ભાષા પૂર્ણ જાણું નહિં, નહિ પિંગળજ પૂર્ણ;
ભૂલચુક ક્ષમા કરશો, હોયે જેહ અપૂર્ણ.

જ્યોતિષ તણા ગ્રંથતો, છે વિશેષે વીર;
એક ગ્રંથે એક વિષય છે, માનજો કે ધીર.

ભાષા જેની સંસ્કૃત છે, ટીકા હિંદી જણાય;
ગુજરાતીના જુજ છે, સમજતાં શ્રમજ થાય.

ઘણા ગ્રંથો તપાશીને, લોકોપયોગી સાર;
એક ગ્રંથ બનાવીયો, સર્વોપયોગી ધાર.

કીંમત જેની જુજ છે, સર્વ બાબતનો સાર;
સાદી ભાષા વાપરી, સર્વ કરે વિચાર.

ઉંચ નીચને સર્વ હોય, પોષ ગમે તે જાત,
કંઇ વિષય ઉપયોગનો, શ્રમ સફળ થયો ભ્રાત,

પવિત્ર પાણીયે વસુ, નર્મદા કેરે તીર;
દર્શનથી પાપ જાય છે, જેનાં નિર્મળ નીર.

ઉમરેઠ ગામે જન્મ છે, લેવા પાટીદાર,
દેસાઈની તો અટક છે; મારી તે નિરધાર.
પિતા લલ્લુભાઈના, પુત્ર ઈશ્વરભાઈ,
આ ગ્રંથ તે બનાવીયો, સર્વોપયોગી ભાઈ.
પવિત્ર કારતક બીજ દિન, વિષય પૂર્ણ જણાય;
ખટ રસ ભક્તિ ભૂ વળી વિક્રમ વર્ષ ગણાય.

---

**સમાપ્ત.**

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪. | ૬. | વિશાખાયા. | વિશાખાયા |
| ૫. | ૫. | જાય. | જાન. |
| ૬. | ૫, | ઠા. ચ. | ઠા. મ. |
| ૬. | ૬. | વળી. | તારવળી. |
| ૭. | ૨૧. | ચતુષ્ટપાહિન. | ચતુષ્ટયાહને. |
| ૧૦. | ૧૫. | જે છેલ્લું | છેલ્લું. |
| ૧૧. | ૧૫. | મત્યુ. | મૃત્યું |
| ૧૨. | ૪. | આક | અંક. |
| ૧૬. | ૧૦ | વાર. | બાર. |
| ૧૭. | ૧. | સૂય | સૂર્ય. |
| ૧૮. | ૧૧. | વાન. | વળી. |
| ૧૮. | ૧૩. | શ્રુની. | શ્રુતિ. |
| ૧૯. | ૬. | શ્વાન. | શ્વાનને. |
| ૨૧. | ૪. | વિચ્ચરે. | વિચારે. |
| ૨૧. | ૯. | બણવું. | વર્ણવું. |
| ૨૨. | ૫. | વાિ. | વર્ષ. |
| ૨૪. | ૮. | સ. | સાર. |
| ૨૭. | ૧. | અન. | અંન. |
| ૨૭. | ૬. | હે. | નંહે. |
| ૨૭. | ૧૨ | બર્ત્યું | વર્ત્યું |
| ૨૮. | ૭ | પગે. | બીજેપગે. |

| | | | |
|---|---|---|---|
| ૩૦. | ૩ | સાર | આર. |
| ૩૦. | ૪. | ધાર. | સાર. |
| ૩૦. | ૧૨. | આરૂદ્રાકુંભાયપે. | આરૂદ્રાકુંભવિષે. |
| ૩૦ | ૧૨. | માન | મોન. |
| ૩૧. | ૫. | રૂદ્ર. | રૂદ્રછે. |
| ૩૧. | ૧૧. | નિરાધાર | નિરધાર. |
| ૩૪. | ૧. | સાપ | સાપજ |
| ૩૪. | ૩. | રૂ. | ઉ. |
| ૩૫. | ૧૭. | વરકન્યાનાજ. | વરકન્યાના. |
| ૩૫. | ૭. | મૃશર. | મૃગશર. |
| ૪૪. | ૯. | થા છો. | થાયછે. |
| ૪૫. | ૧૨. | ચંક | અંક. |
| ૪૬. | ૬. | દોહરા. | ચોપાઈ. |
| ૪૭. | ૮. | ન કરો. | નહિકરો. |
| ૪૮. | ૯. | જ્યાંપૂર્ણું. | જ્યાપૂર્ણ. |
| ૫૦. | ૯. | સર્વ. | સર્પ. |
| ૫૧. | ૬. | શુળ | શુભ. |
| ૫૧. | ૧૧. | મધ્યક. | મધ્ય. |
| ૫૨. | ૧૦. | થીલું. | ભીંલું. |
| ૫૨. | ૧૦. | મગળે. | મંગળે. |
| ૫૩. | ૧૪. | નામાગસર. | નામાક્ષર. |
| ૫૩ | [illegible] | [illegible] | ગળા. |
| ૫૪. | ૧૬. | ક્ષતી. | ક્ષત્રિ. |
| ૫૬. | ૨. | અ [illegible] થી. | [illegible] |